૨૭૮૮

# પ્રસ્તાવના.



આ દુનીયામાં સુખી થવાને સારૂ દરેક માણસની ઇછા હોય છે. હવે સુખી થવાના કામમાં બધી ચીજો કરતાં લગ્નની બાબત ઘણી ઉપયોગીછે, માટે ડાહ્યા માણસે લગ્ન કરતાં પેહેલાંતે ઉપરઘણું ધ્યાન આપવું જોઇએ. સારા ઘરની કન્યા નબળે ઘેર જવાથી જેવું દુખ પામેછે, તેટલુંજ દુ:ખ નબળા ઘરનીકન્યાસારાઘરમાંઆવીતેલોકનેદેછે, માટેશોભતું નશોભતું અગર ઘટેકે ન ઘટેતે જોઇનેજ કન્યા દેવી જોઇએ. એકમુરખ છોકરો કે જેને બીલકુલ ભણતાં પણ આવડતું નથી તો તેવા છોકરાને તમે વિદ્વાન અને ડાહી કન્યા આપશો તો તે કયાંથી સુખી થશે પછી તે કુલવાન હો કે વગર કુલવાન હોપણ માણસે પ્રથમ તેની પાસે પોષણ કરવાનાં સાધન બાબતની તપાસ કરવી જોઇએ; દશાખડાયતા જેવી સુધરેલી અને દુનીઆમાં અમે ઊંચ છઇયે એવો અહંકાંર રાખનારી ન્યાતમાં કુલ જોવાનો ચાલ પડી ગયોછે જેથી ગધેડા ઉપર અંબાડી મુકાયછે જેથી બાલ લગ્ન બત્રીશીમાં બતાવ્યા મુજબ અનેક પ્રકારના કજોડાં ઉત્પન્ન થાયછે જે બંધ થાય તો સારૂ એવી મનમાં કલ્પના થવાથી આ ચોપડીમાં માહરા અલ્પ વિચાર હું બહાર પાડુછું જે સર્વે ગ્રહસ્થો સ્વીકારશે અને આમાહરો પ્રથમ યત્નહોવાથી ભુલ ચુક હશે તોતે દીલ ગુજર કરશે એજ.

હું છું આપનો

તાબેદાર

હી. દ. પારેખ.

# પાત્ર.



**ફોફલશાહ**................ચંદ્રપુરીનો નગર શેઠ.
**મુરખીબાઈ**.........................તેની સ્ત્રી.
**દોલતશાહ**..................ફોફલશાહનો છોકરો.
**કસ્તુરશાહ**...................કનકાવતીનો શેઠ.
**ભોળીબાઇ**.........................તેની સ્ત્રી.
**કમળા**......................કસ્તુરશાહની છોકરી.
**મોતીચંદ નેકચંદ**...કસ્તુરશાહની નાતના બીજા શેઠ.
**ધરમદાસ**...ચંદ્રપુરનો ધનાઢ્ય પણ હીણ કુલનો સાહુકાર.
**ધનલક્ષ્મી**.........................તેની સ્ત્રી.
**ધીરૂભાઈ**.....................ધરમદાશનો છોકરો.
**નાગાશાહ નફટશાહ**..દોલતશાહના દોસ્તદાર જુગારી.
**નથુશાહ ટેકચંદ**...ચંદ્રપુરીના બીજા કુલવાન માણસ.
**જાફરખાં**...........................પટાવાળો.
**જમાલખાં**..................સીપાઈ ધીરૂભાઇનો.
**ઠાકોરદાસ**...........કસ્તુરશાહનો દોસ્ત એક કાયસ્થ.



## ઇશ્વર સ્તુતી.



### પદ.

પ્રભુ ભવસાગર પાર ઉતારો, હરી હાથ ગ્રહીને અમારો. પ્રભુ.
વૈકુંઠ વાશી ઓઅવિનાશી, સંકટ સર્વ નિવારો;
આધિવ્યાધિ ઉપાધી ટાલી, પાપના પુંજ વિદારો પ્રભુ.
સૃષ્ટિના સૌ સુખના સાધન, સ્નેહેતુ સૃજનારો;
જગતમાં લીલા લેહેર થવાતું, વરસાદ વરસાવનારો. પ્રભુ.
સુખ દુઃખમાં અવિનાશી અમને, આધાર સર્વે તાહેરો;
કરજોડી હરી કરગરી કહીએ, દારૂણ દુઃખથી ઉગારો પ્રભુ.

( અમરતલાલ નારણદાશ લહેરી.)

**સુત્રધાર**—(મંગળા ચરણ થઇ રહયા પછી ) દેશી જ્ઞાતિ બંધુ ઓ માહરો વિચાર આપણા જ્ઞાતિભાઇઓમાં ઉમર તા. વિદ્યા તથા ઘરની રીતભાત ઉપર બીલકુલ ધ્યાન ન રાખતાં નાની ઉમરના છતાં ફકત નામના કુળવાનનેજ કન્યા દેવાનો રીવાજછે જેથી કરીને સૌ જ્ઞાતિ ભાઇ ઓ કેવા દુખી થઇએ છઇએ અને હજુ તે બાબત માં સુધારો નહીં થશે તો કેવા દુખી થઇશું તે બ તાવવા સારૂ આ નાટક ભજી બતાવવાનોછે.

**વિદુષક**—( એક ખુણે કાન દઇ સાંભળતો હતો તે ) હું પણ ભ જી લેવા ઇછુંછુ.

**સુત્રધાર**—અરે ભલા માણસ તુ શું ભજી લેવાઇછે છે ?

**વિદુષક**—કોણ હું હું પાંચસો સાતસો રૂપીયા ભજી લેવા ઇછુંછું

**સુત્રધાર**—ત્યારે તું શું ઠગેછે કે ચોર કે ભજી લેવા ઇછેછે.

**વિદુષક**—હું ચોર નથી પણ મ્હોટો સાહુકારછું.

**સુત્રધાર**—તું સાહુકારછે તો ભજી લેવાની કેમ દાનત રાખેછે?

**વિદુષક**—મેહેનતથી મેળવવાની શકતી નથી પણ આવતા હોય તેને કોણ ના કહે.

**સુત્રધાર**—અરે ભલા માણસ વગર મેહેનતે તો કયાંથી મળે.

**વિદુષક**—હું કુલવાનછુ એટલે માહારા નાહના છોકરાને મોટી કન્યા પરણાવીશ તો રૂપીયા પાંચસો સાતસોની પેહેરામણી મને મલશે પછી તે કન્યા મહોટીછે એટલે કોઇને લઇને નાશી જશે તેમાં મારા બાપનુ શું જવાનુંછે મને પાંચસો સાતસો મલશે એ તો મફતનાજ મળ્યા કની ત્યારે શું એ ચોરી કરીને મેળવ્યા કહેવાય?

**સુત્રધાર**—ના ભાઇ ચોરી તો નહી પણ એ તો છીનવી લીધા કહેવાય.

**વિદુષક**—ત્યારે ભજી લેવાનુ હવે કેવું કબુલ કરવુ પડયુ પકડ કાન (તેનો કાન પકડવા જાયછે પણ સુત્રધાર લાકડી ઉગામેછે તેથી નાશી જાયછે.)

---

## પડદો પડેછે.

| | |
|---|---|
| **ફોફલશાહ**—ચંદ્રપુરનો શેઠ | **કસ્તુરશાહ**—કનકાવતીનોશેઠ |
| **મુરખીબાઇ**—તેની સ્ત્રી | **ભોળીબાઈ**—તેની સ્ત્રી. |
| **દોલતશાહ**—ફોફલશાહનોછોકરો | **કમલા**—તેની છોકરી. |
| **દયાશંકર**—મેહેતાજી. | **મોતીચંદનેકચંદ**—ન્યાતના બીજાશેઠીયા |
| **ડાકણબાઈ**—મુરખી બાઈની શાહીયર | **શાંતીરામ**—ગોર |

# અંક ૧ લો.



## પ્રવેશ ૧ લો.

### સ્થળ ફેશલસાહનું ઘર.

**ફેશલશાહ**—મેરૂ શાંભલો છો ?

**મુરખીબાઈ**—હા શું કેહાછો ?

**ફેશલશાહ**—હવે આપણો ડોળટશાહ પાંચ છ વડસનો થયો માટે હવે કંઇ વીવાહ થાય તો સારૂં.

**મુરખીબાઇ**—આપણી ન્યાતમાં કન્યાનો કયાં ટોટો છે કન્યા તો ઘણીએછે.

**ફેશલશાહ**—ઘણી તે શાકામની આપણા બડોબડીયાની કંઇ ઘણી છે ?

**મુરખીબાઈ**—બરોબરીયાની હોયતો લેવાય બાકી ન લેવાય કે ;

**ફેશલશાહ**—અડે રાંડ લેવાય તો ખડીસ તો પણ ટે ટાડોબાપ પેહેડામણી કયાંઠી લાવે.

**મુરખીબાઈ**—સો ઓછા આવેતો ઓછા પણ કન્યાતો સારી મળે ને વળી નાહાની ?

**ફેશલશાહ**—ઓછા લઇએ ત્યાડે કુડવાન શેના મહોટી મળે ટેમાં શું અડચણ છે ?

**મુરખીબાઈ**—છોકરાંને કજોડુ પડે તેથી ઘર સંસાર બગડે.

**ફેશલશાહ**—કજોડુ વળી શેને પડેછે એટો સઉ આવી રહે પણ બેડોબડીયાની કન્યા લઇએ ત્યાડે આપડી આબડુ વધે કની ?.

**મુરખીબાઈ**—ત્યારે તમારી નજરમાં આવે તે ખરૂં.

**ફેશલશાહ**—પણ વાડુ આપડા બડોબડીયામાં કોને કોને ટયાં કન્યાછે ટેટ્ટું જાણે છે ?

**મુરખીબાઈ**—બરોબરીયામાં તો ચંદ્રપુરમાં એક મેઘાશાહને ત્યાં છે બીજી નથુશાહને ત્યાંને ત્રીજી ડેંકુશાહને ઘેરછે.

**ફ઼ેરફલશાહ**—વાકુ ટેટો ઠીક પણ આપડે કનકાવટી સાઠે એક ડા કડેલાછે તેથી તેમાં કોઇને ત્યાંછે વાકું?

**મુરખીબાઈ**—ત્યાં તોએકલા કસ્તુરશાહને ઘેરછે પણ તે કન્યાતો મોટી

**ફ઼ેરફલશાહ**—રાંડ હજી મોટીને નાની કડયા કડેછે મોહોટીટો મોટી પણ છે ખડીકની?

**મુરખીબાઈ**—હા તે તો છે.

**ફ઼ેરફલશાહ**—વાકુ ત્યાડે ટાડી આટલી બઢી બેનપણીઓ છે ટોટે કન્વા આપડે ઘેર ડે એવું કંઈ કડની.

**મુરખીબાઈ**—તમારે વગર કહે મેં માહરી બેહેનપણી ડાકણ બાઇને કહી કહેવડાવ્યુંછે તો સો વસા તમારૂ ધાર્યું થશે

**ફ઼ેરફલશાહ**—ઠીકછે ત્યાડે તો ટેમ ડાય ત્યાડે તો ઘણુજ સારું થઇ જાય છોકડા તડફની ભાવટ ભાગે.

**મુરખીબાઈ**—( બારણાની સાંકળ ઠોકાતી સાંભળીને ) એ કોણ બારણા ઠોકેછે ?

**દયાશંકર**—મુરખીબાઈ એતો હું દયાશંકર.

**મુરખીબાઈ**—ઊભા રહો હુ ઉઘાડુંછું (બારણા ઉઘાડે છે એટલે દોલતરાય રડતો રડતો ફ઼ેરફલશાહના ખોલામાં બેશી જાયછે.)

**દયાશંકર**—શેઠ દોલતશાહને નિશાળે મોકલો.

**ફ઼ેરફલશાહ**—(દોલતશાહને રડતો જોઈ) ભાઈ આજ એની મડજી નઠી ટે! કાડે આવશે.

**દયાશંકર**—શેઠ આજ કંઇ રાખવાનું કારણ જેવું નથી માટે મોકલો નહિ તો છોકરાને નઠારી ટેવ પડે.

**ફ઼ેરફલશાહ**—અડે માસ્તડ સાહેબ વધાડે ડહાપણ કડવાની કંઇ જડુર નઠી કાડે આવશે.

**દયાશંકર**—જેમ ભાઈની મરજી ( એમ કહી દાદરે બરબડતો બરબડતો ઉતરેછે ભણશે તો ભણશે ને નહિ ભણેતો રહેશે તેમાં આપણે શું આપણે આપણી ફરજ સમજી કહ્યું તેમાં એણે કેવી આંખ ફેરવી).

(જાયછે.)

**ફેરફળશાહ**—( દયાશંકરના ગયા પછી ) નહીં ભણેટો અમા ડો છોકડો નહીં ભણે ટેમાં ટાડે શું ? ભણશે ન હીં ટો ચાયડુ પણ કંઈ આપડે કુડવાન છઇયે એટલે પયણા વગડ ટો રેહેવાનો નઠી ?

**મુરખીબાઈ**—પરણીને પછી તેને શું ખવડાવશે?

**ફેરફળશાહ**—ટે, ટે ખાસે ટેટે ખાસે ભણશે નહીં માટે ભુખે મડશે ?જુઓની હું કયાં ભણયોછું મને પુડા કક્કા ના પડાં પણ આવડટાં નઠી માટે શું હું ભુખે મડુછું?

**મુરખીબાઈ**—ત્યારે તમારી નજરમાં આવે તેમ કરો (ચાકર શેઠને જમવા તેડવા આવ્યો.)

( ચાલો હવે જમીએ બન્ને નીચે જાયછે. )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—કનકાવતીનો કુવો.

**ભોળીબાઇ**—કેમ ડાકણબાઇ ? કયારનાં ચંદ્રપુરીથી આવ્યાંછો ?

**ડાકણબાઇ**—હું કાલેજ આવી.

**ભોળીબાઈ**—કેમ ચંદ્રપુરીની નવાજુની?

**ડાકણબાઈ**—નવા ને જુનીમાં હવડાં તો મેઘાશાહ, નથુશાહની છોકરીઓ મ્હોટી થઇ આવી છે તેના વિવાહ ની ગરબડ ચાલે છે.

**ભોળીબાઈ**—તે લોકોનો કોને ત્યાં કરવાનો વિચાર છે ?

**ડાકણબાઈ**—વર તો બીજા મ્હોટા ને જોઇએ તેવા છે, પણ કુળવાનમાં તો ફક્ત ફેરફળશાહનો છોકરો છે તેની વેરે તે લોકોની કરવાની મરજી છે. પણ ફેરફળશાહ પેહેરામણી બહુ માગે છે તેથી તે લોકો ગુંચવાયા છે.

**ભોળીબાઇ**—અમારે પણ અમારી કમલા મહોટી થઈ છે તેનો કરવોજ છેતો પણ એતો કંઇ વાત ગણકારતાજ નથી.

**ડાકણબાઈ**—તહારે એમને સમજાણ પાડીને કહેવુંજ જોઇએ નહીં તો એ વર ગયા પછી બીજા કુળવાન મળનાર નથી.

**ભોળીબાઈ**—આપણે શું કરીયે આપણું કંઇ ચાલે છે?

**ડાકણબાઈ**—ચાલો કે ન ચાલો, પણ વાત તો કાને નાખવી જોઇએ.

**ભોળીબાઈ**—તે બધીવાત તો ખરી પણ આપણી કન્યા મ્હોટી છે તેથી ફાકુળશાહ લેશે ભાગ્યે.

**ડાકણબાઈ**—મ્હોટી છે તેતો તે લેવાની હા કહે છે, ફક્ત પેહેરામણીના સો પચાસ વત્તા જોઈએ છે.

**ભોળીબાઇ**—પેહેરામણી તો હું આપુ પણ તે કબુલ થાય ત્યારે તો સારૂં.

**ડાકણબાઈ**—તું બ્રાહ્મણ તો મોકળજે હું પણ મુરખીબાઇ કને જવાનીછું તે કહીશ.

**ભોળીબાઈ**—તું જરૂર કહેજે ને હું પણ બ્રાહ્મણ સાથે કાગળ મોકલીશ.

**ડાકણબાઈ**—સારૂં.

(બન્નેજણ જાય છે)

---

## પ્રવેશ ૩ જો.



### સ્થળ—કસ્તુરશાહનું ઘર.

### કસ્તુરશાહ...ભોળીબાઈ...કમલા.

**કસતુશાહ**—(ઓટલા ઉપર હુક્કો પીએ છે. એટલામાં ભોળીબાઈ અને કમલાને પાસે આવતાં જોઈ) આવ બેહેન કમલા તું ક્યાં જઇ આવી.

**કમલા**—બાપાજી, હું મહારી બાની સાથે પેલી ડાકણબાઇને ત્યાં ગઈ હતી.

**કસ્તુરશાહ**—(ભોળીબાઇને) કેમ ડાકણબાઇ ક્યારની આવી છે?

**ભોળીબાઈ**—આજ પાંચ છ દહાડા થયાં આવી છે તે કાલે જવાનીછે.

**કસ્તુરશાહ**—કેમ, હમણાં ચંદ્રપુરની શું નવાજુની ચાલે છે?

**ભોળીબાઈ**—હમણાં તો લોકોના વિવાહની ધામધુમ ચાલી રહી છે.

**કસ્તુરશાહ**—કહોના કહોના વિવાહ થવાના છે?

**ભોળીબાઈ**—મેઘાશાહની છોકરી છે, નથુશાહની છોકરી છે, તે લોકોનો વિચાર ફાફળશાહના છોકરા સાથે કરવાનો છે પણ ફાફળશાહ પેહેરામણી વત્તી માગે છે તે વાંધે રહ્યું છે.

**કસ્તુરશાહ**—તે બધું તો ખરૂં, પણ હવે આપણી કમલાબાઈનું કંઈ થાય એવું છે?

**ભોળીબાઈ**—તે વાતની તમને કયાં ફીકર છે? આગલાગે ત્યારે કુવો ખોદજો.

**કસ્તુરશાહ**—ત્યારે તુ જાણેતો છે માટે કંઈ વર ખોળી કાઢની?

**ભોળીબાઈ**—વરતો જોઇએ તેવો કુળવાન છે પણ જરા નહાનો ખરો?

**કસ્તુરશાહ**—નાહાનાની તો કંઈ ફીકર નહીં, આપણાથી ઊતર તો ન જોઇએ.

**ભોળીબાઇ**—ઉતરતો તો નથી પણ પેહેરામણી વત્તીજોઇએ છે.

**કસ્તુરશાહ**—પાંચ પચીશ વત્તા આપતાં પણ મળે એવો છે ખરો?

**ભોળીબાઈ**—હા, મળે, પણ તાકીદથી તજવીજ થાયતો?

**કસ્તુરશાહ**—એવો કોનો છોકરો છે?

**ભોળીબાઈ**—આપણા ફાફળશાહ શેઠનો. ફાફળશાહ કંઈ કુળમાં ઊતરતા ખરા?

**કસ્તુરશાહ**—ના, તેતો શુદ્ધચઢતા માટે તે વર મળેતો તો કામજ થઇ જાય.

**ભોળીબાઈ**—જો તે વર સાથે તમારે વત્તી પેહેરામણી આપી કરવો હોય ત્યારેતો તાબડતોબ કાગળ મોકલો.

**કસ્તુરશાહ**—કા । કોનીસાથે મોકલીશું વારૂ?

**ભોળીબાઈ**—આપણા ગોર શાંતીરામ સાથે મોકલીએતો ઠીક કે વાત બહાર પડે નહીં.

**કસ્તુરશાહ**—(ગોરને તેડવા માણસ મોકલે છે) મારા મનમાં એમ ભાવ છેકે એ વર નહાનો માટે કોઇ મોહોટા વર સાથે થાય ને જોઇએ તેવો મળે ત્યારે તો ઘણું શારૂં માટે લાવ હું મોતીચંદને ને નેકચંદને એ બાબતની સલાહ પુછું.

**મોતીચંદને અને નેકચંદને તેડવા મોકલે છે તે લોક આવે છે.**

**કસ્તુરશાહ**—આવો મોતીચંદજી. નેકચંદભાઇ બેસો.

**મોતીચંદ**—કેમ શેઠ, કેમ તેડાવવા પડયા?

**કસ્તુરશાહ**—કંઇ સહેજ સલાહ પુછવા.

**મોતીચંદ-નેકચંદ**—અમારા લાયક કામકાજ ફરમાવો ?

**કસ્તુરશાહ**—કામને કાજમાં એટલુંજ કે માહરો વિચાર હવે કમલાનો વિવાહ કરવા સંબંધીનો છે પણ તેને લાયક વર મને શોધી આપો.

**મોતીચંદ**—વરતો ઘણાએ છે પણ આપણે ખપતા નહી.

**કસ્તુરશાહ**—હું પણ તેજ વિચાર કરૂંછુંતો ત્યારે કરવુ શું?

**નેકચંદ**—વરતો એક ચંદ્રપુરમાં ફાકૂળશાહને ઘેર છે, પણ જરા ઉમ્મરમાં નહાનો પડશે ?

**મોતીચંદ**—નહાનો તેતો સૌ આવી મળશે પણ કુળવાનતો ખરો?

**નેકચંદ**—જરા ખોટું તો ખરૂંજતો.

**કસ્તુરશાહ**—ખોટુ ને ખરૂં જાણતાં આવી મળે છે તો પણ તાં નહીં આવી મળે ?

**મોતીચંદ-નેકચંદ**—(બન્ને) શી આવી મળશે પણ એ વર જેવો બીજો કોઈ સારા ઘરનો વર નથી.

**કસ્તુરશાહ**—ત્યારે એ વર સાથે વિવાહ કરીયે તેમાં આપણી ઇજત તો નહીં ઘટે?

**મોતીચંદ**—ઇજત શેંની ઘટે ? કુળવાન મહોટો ન મળે તો નહાનો લેવો પણ કંઇ હલકા કુળમાં અપાય નહીં.

**કસ્તુરશાહ**—માહરો પણ તેજ વિચાર હતો માટે હવે હું કાગળ ફોફળશાહને મોકળુંછું મોકળુંકની ?

**મોતીચંદ**—સુખેથી મોકલો.

**( બારણેથી અવાજ આવે છે શેઠ બારણુ ઉઘાડનો )**

**કસ્તુરશાહ**—જોની એ કોણ બુમ પાડે છે ?

**ભોળીબાઈ**—એતો ગોર શાંતીરામ આવ્યા ?

**કસ્તુરશાહ**—(ગોરને) પધારો ગોર મહારાજ.

**શાંતીરામ**—(આનંદમસ્તુ કહી ડોકી હલાવતા આસન ઉપર બેસે છે.)

**કસ્તરશાહ**—(હાથજોડી) મહારાજ મહારો વિચાર આપણી કમલાબાઇનો વિવાહ ચંદ્રપુરના ફોફળશાહ શેઠને ઘેર કરવા સંબંધીનો છે માટે જો ફુરસદ લઇ પધારો તો હું કાગળ લખી આપું ?

**ગોર**—સુખેથી લખો. હું જવા તૈયારછું. ( મનમાં કે બે દહાડા મીષ્ટાન્ન મળશે ને ચાર રૂપીઆ દક્ષણા મળશે તે શું કડવા લાગે છે)

**શેઠ કાગળ આપે છે તે લઈને જાય છે.**

**કસ્તુરશાહ-ભોળીબાઈ**—ગોર ઝાઝા દહાડા ભાગશો નહીં·

**ગોર**—ત્રીજે દહાડે જરૂર આવીશ.

( જાયછે )

---

## પ્રવેશ ૪થો.



### સ્થળ—ચંદ્રપુરીની ભાગોળ.

**શાંતીરામ એકલો.**

**શાંતીરામ** (મનમાં) હું ગાડીએથી ઊતરી કયારનો ચાલ ચાલ કરૂં છું પણ રસ્તો નીઠતો નથી, પેલા ખેતરવાળાને પુછયું ત્યારે તેણે તો કહ્યું કે આ નજીક દેખાયછે, પણ આપણા પગ દુખવા લાગ્યા તોએ હજુ કંઇ દેખાતું નથી માટે લાવ જરા થાક

ખાશિં. (બેસેછે.) થોડીવાર બેઠા પછી બારતા વાગી ગયા ને પેટમાં તો કરમીયા ગરબડવા લાગ્યા માટે ચાલ વેળા છતાં પહોંચાય તો મી થ્રાન ભેગા થઇએ આગળ ચાલતાં વિચાર કરે છે કે શેઠે ગાડીભાડાના ખરચ સારૂ રૂ૦ ૫) આપ્યા છે, તેમાં રૂ૦ ૧ાા ખરચ હમણાં લા ગ્યો છે ને દોઢ બીજો થશે ને બીજા બે વાટ ખરચી સારૂ આપ્યા તેતો આપણે ખરચવા ન હીં ને રૂ૦ ૪) અહીંથી દક્ષણા મળશે તો સ હજે એક દહાડામાં આપણે રૂ૦ ૬) કમાઇશુ હરખાતો હરખાતો ચાલે છે.

---

## પ્રવેશ ૫ મો.

### ફોશ્ફળશાહનુ ઘર

### ફોશ્ફળશાહ...મુરખીબાઈ.

**ફોશ્ફળશાહ**—કેમવાકુ ટે દહાડે આપટે ,પેડીવાટ કડીહટી ટેનુ કેમ ઠયું વાકું ?

**મુરખીબાઈ**—આપણા દોલતશાહના વિવાહનીજકની ?

**ફોશ્ફળશાહ**—હા, ટેસ્ટો.

**મુરખીબાઈ**—કાલે મારી બેહેનપણી ડાકણબાઈ કનકાવતીથી આવી તેને મેં પુછયુ ત્યારે તે કહેતી હતી કે સોવસા થશે ખરૂ મેં ભોળીબાઇને બહુ સમજાવી છે.

**ફોશ્ફળશાહ**—ડઇજાય ટો નીડાંટ ડઇ જાય.

**મુરખીબાઈ**—ઇશ્વરે ધારી હશે તે થશે.

**ફોશ્ફળશાહ**—(બારણું ઠોકાતું સાંભળી) જોની એ કોણ બ રણું ઠોકે છે?

**મુરખીબાઈ**—(બારીએથી જુએ છે તો કોઇ મહોટા ઘંટીના પડ જેવડી ચકરીપાઘડી ઘાલી માંહે ટીપણું ખો સી ઝોળી ભેરવી ઉભેલા બ્રાહ્મણ જેવો દેખા ય છે) ભાઇ કોણ છે એ.

**શાંતીરાંમ**—એતો હુ શાંતીરાંમ બા જરા બારણું ઉઘાડજો ?

**મુરખીબાઇ**—એ ઉઘાડું (હરખાતી હરખાતી બારણું ઉઘાડવા જાય છે)

**શાંતીરાંમ**—(ઘરમાં આવીને) બા કલ્યાણથાઓ.

**મુરખીબાઈ**—કેમ ગોર કયે ગામથી પધાર્યા.?

**શાંતીરાંમ**—જે કંઈ છે તે બાને કહુંકે કનકાવતીથી.

**મુરખીબાઈ**—હાલ કેમ કંઈ અણચીંતવ્યા.?

**શાંતીરાંમ**—બા જુવોની જે કંઈ છે તે આપણા લોકોમાં એવો ચાલ છે કે કામ જે વખત ધાર્યું તેજ વખત તે કરવું તેથી કસ્તુરશાહનો વિચાર આપણે ત્યાં ભાઈની સાથે એમની છોકરીનો વિવાહ કરવાનો ઠર્યો તેવોજ મને બોલાવી કહ્યુકે ગોર તમારે ચંદ્રપુરી કંકોત્રી લઇજવું પડશે મે કહ્યુંકે લાવનીભાઇ ફોફળશાહ શેઠને ઘેર જવાનુ હોય ત્યારે તો આજનેઆજ જાઊં તેથી આજનેઆજ નીકળી આવ્યો (મનમાં જરા ચઢાવીશું તો તાકીદથી ખાવાખાવાની સવડ થશે) શેઠ છે ઊપર ?

**મુરખીબાઈ**—હાછે, જાઓ હું તમારેસારૂ રસોઈની સામગ્રી લાવુ?

**શાંતીરાંમ**—હાબા જાઊં. (ઉપર જાય છે)

**ફોફળશાહ**—(શાંતીરાંમને આવતા જોઇને) પધારો ગોડ મહરાજ (આસન ઉપર બેસાડે છે)

**શાંતીરાંમ**—કલ્યાણમસ્તુ રાજેશ્રીનું કલ્યાણ થાઓ

**ફોફળશાહ**—કેમ દેવ કયાંથી પધારોછો?

**શાંતીરાંમ**—ભાઇને કહુંકે જે કંઈ છે તે હું આજ કનકાવતીથી આવ્યો.

**ફોફળશાહ**—કેમ હવડાં પધારવાં થયાં વારૂ ?

**શાંતીરાંમ**—આપડા કસ્તુરશાહ શેઠની —(કાગળ ખોલે છે પણ જડતો નથી તેથી ઘભરાઈ ફાંફા મારે છે.

**ફોફળશાહ**—ગોટ શું ખોડોછો?

**શાંતીરાંમ** -કાગળ.

**ફોફળશાહ**—(કાગળ બતાવે છે) આ પડયો.

**શાંતીરાંમ**—(તે લઈ શેઠને આપે છે.)

**ફોફળશાહ**—( વાંચે છે. )

શવસ્તિ શ્રીચંદ્રપુરી મહાશુભસ્થાને પુજ્યા રાધે અનેક સર્વે ઉપમાલાયકપરિ.શ્રીપપરિ.ફોફળશાહઢીલાશાહજોગશ્રીકનકાવતીથી લા. શા. કસ્તુરશાહ નીરમલશાહના જેગોપાલ વાંચજો અત્રે સર્વે ક્ષેમકુશલ છે, તમારી કુશળતાના પત્ર લખજો. બીજુ લખવા કારણ એ છેજે અમારો વિચાર અમારી ચિ. બેહેન કમલાનો વિવાહ તમારા છોકરા દોલતશાહ જોડે કરવાનો છે તેનું પલ્લુ પેહેરામણી નીચે મુજબ.

૭૦૧) પેહેરામણી. ૧૦૦) બીજીરીત ભાતના. ૪૫૧) પલ્લુ. એણીવિગતે અમે તમને આપીશું માટે જો કરવાનો વિચાર હોયતો બ્રાહ્મણને બીજે દાહાડે તાકીદથી રવાના કરજો કે વિવાહ કરી મુકીયે લગ્ન પછી પાછળથી થશે ? બ્રાહ્મણ આવેથી વિચાર સુઝશે માટે બ્રાહ્મણને ખોટી કરશો નહીં. એજ મીતિ ૧૯૦૫ના આશો સુદ ૧૦ને વાર બુધ.

**લી.શા કસ્તુરશાહનીરમલશાહનાજેગોપાલવાંચજો**

**ફોફળશાહ**—કાગળવાંચીને પેહેડામણીતો આપડા ધાયડા પડમાણે આપે છેત્યાડે વિવાહતો કડવો ખડો પણ લાવ પુંછુ જોઇએ કે કન્યા કેવડી મહોટી છે.

**ફોફળશાહ**—( શાંતીરાંમને ) વાડુ મહાડાજ કન્યા કેવડી મ્હોટી વાડું?

**શાંતીરાંમ**—આશરે દશેક વરશની હશે ?

**ફોફળશાહ**—ઓ,હો પાંચ વડશનો અંતડ ટો ભાગીજશે ?

**મુરખીબાઈ**—મહારાજ ચાલો રસોઇ કરો ભુખ્યા હશો ?

**શાંતીરાંમ**—બા આવ્યો ( જાય છે. )

**ફોફળશાહ**—( મુરખીબાઇને ) આ કસ્તુડશાહનો કાગડ આ

વ્યો છે તેમાં લખે છે કે અમે ટમને રૂા. ૭૦૧) પેહેડામણી આપીશું ને રૂા. ૧૦૦) રીટ ભાટના જુડા કેમ કડવો કે નહી ? ( આંખમીચાંમણાં કરે છે. )

**મુરખીબાઈ**—હજુ શું લેવું છે? બધુંજ આવ્યું તો ?

**પોશ્ળશાહ**—તાડે હવે હું ટો લખુંછું કે અમાડે ટો કબુલ છે માટે ટમાડી નજડમાં આવે ત્યાડે લયખાં કડજો.

**મુરખીબાઈ**—હા, લખો.

---

## પ્રવેશ ૬ ઠો.

### રસોઈ ખાનાનો ઓરડો

### શાંતીરાંમ—મુરખીબાઈ

**શાંતીરાંમ**—બા રસોઇતો પેહેલાનંબરની બની છે ?

**મુરખીબાઈ**—વારૂ મહારાજ સારી થઇતો સારૂ સુખેથી જમો ?

**શાંતીરાંમ**—બા તમારે ઘરતો સારૂ મળ્યું.

**મુરખીબાઇ**—બીજુ બધું સારૂ છે પણ કન્યા મહોટી ખરી.

**શાંતીરાંમ**—પાંચ વરશેજ મહોટી છે કની પણ જરા ઠીંગણા ઘાટની છે એટલે આવી રહેશે.

**મુરખીબાઈ**—શો આવશે. પણ એતો ભણેલી છે નહીં વારૂ ?

**શાંતીરાંમ**—હા ભણવામાં તો પોપટ જેવી છે.

**મુરખીબાઇ**—( જીવચોાલીને ) ત્યારેતો સારૂ હવે જમો.

**મુરખીબાઈ**—(બહાર આવી મનમાં વિચાર કરે છે. કન્યા તો મહોટી છે ને વલી ભણેલી છે તેથી માહરો વિચારતો એ કન્યા સાથે વિવાહ ન થાયતો સારૂ એમ છે પણ આપણું કંઈ ચાલે છે ઇશ્વરે જે ધાર્યું હશે તે થશે) (શાંતીરાંમને ઊઠયા જોઇને ) મહારાજ આ તમારે સારૂ પાન વિ. મુકયું છે તે લેજો.

**શાંતીરાંમ**—વારૂ બા જાઓ. (મુરખીબાઇ જાય છે)
(બીજે દહાડે સવારે શાંતીરાંમને કાગળ આપે છે તે લઈ શાંતી રાંમ કનકાવતી તરફ સીધાવે છે.)

---

## પ્રવેશ ૭ મો.



### સ્થળ કનકાવતીમાં કસ્તુરશાહનુ ઘર.

**કસ્તુરશાહ—ભોળીબાઈ**

**કસ્તુરશાહ**—આજ શાંતીરાંમને ગયે ત્રણ દીવશ થયા માટે આજે આવવા જોઇએ.

**ભોળીબાઈ**—આજ આવ્યા વગર તો રહેનાર નથી શાંતીરાંમ ઉતાવળીયો છે તેથી થોભશે નહીં.

**કસ્તુરશાહ**—મેં કાગળમાં લખ્યું છે કે ગોરને વધારે દહાડા થોભાવશો નહીં માટે જલદીથી રવાને કરશે.

**બારણે ગાડી આવી જોઇ ભોળીબાઈ જુએ છે ને શાંતીરાંમને જોઈ કહે છે.**

**ભોળીબાઇ**—આ શાંતીરાંમ આવ્યા ?

**કસ્તુરશાહ**— (શાતીરાંમને ઉપર આવ્યા જોઇ) ગોર ભલા આવી પહોંચ્યાછો.

**શાંતીરાંમ**—મહારાજ હું જે કંઇ છે તે નકામા દહાડા જે કંઇ છે તે ભાંગુ એવો નથી એમ કહી કાગળ આપે છે.

**કસ્તુરશાહ**—(કાગળ હાથમાં લઇ)કેમ ત્યાં શૌ ખુશીતો છે કની)?

**શાંતીરાંમ**—હા પણ મહારાજ હવે રજા હોયતો ઘેર જાઊં ?

**કસ્તુરશાહ**—પધારો મહારાજ તસ્દીમાફ કરજો.

**ગોરના ગયા પછી કસ્તુરશાહ કાગળ વાંચે છે.**

" સવસ્ટ શ્રી કનકાવટિ મહાશુભસ્ઠાને પુજ્યાડાધે અને ક શાડવે ઉપમા જોગ પરિ. શ્રી પંચ પરિ. કસ્તુડ શાહ નીડમડશાહ જોગ શ્રો ચંદ્રપુરથીલા. શા ફૌફડશાહ ઠીલાશાહના . જેગોપાડ વાંચજો અત્રે કુશડ છઇએ

ટમાડી કુશડતા લખજો બીજુ ટમાડો કાગઢ ગોડ શાંટી ડાંમ સાઠે આવ્યો તે વાંચી સમાચાડ જાણ્યા છે વડી શંભાડીને લખજો બીજુ લખવા કાડણ એછેજે ટમાડા લખવા મુજબ અમે વિવાહ કબુલ કડેલો છે તે જાણજો એજ મીટી ૧૯૦૫ના આશો સુડ ૧૩ને વાર શની.

**લા. શા. શેડ્ડશાહ ઢીલાશાહના જેગોપાડ વાંચજો.**

**કસ્તુરશાહ**—(કાગળ વાંચી રહી ભોળીબાઇને) એમણે તો વિવાહ કબુળ કર્યો છે માટે આપણે પણ હા લખીયે કેમ વારૂ?

**ભોળીબાઈ**—હાસ્તો.

**કસ્તુરશાહ**—(કાગલ કબુલ કરયાનો લખી મોકલે છે)

---

# અંક ૨જો.



## પાત્ર.

**કસ્તુરશાહ**......................કનકાવતીનો શેઠ.

**ભોળીબાઈ**..........................તેની સ્ત્રી.

**જ્ઞાતીમિત્ર**......................કસ્તુરશાહની જ્ઞાતનો.

**ઠાકોરભાઈ**................કસ્તુરશાહનો મીત્ર કાયસ્થ.

## પ્રવેશ ૧ લો.



**સ્થળ કસ્તુરશાહનું ઘર ભોળીબાઈ અને કસ્તુરશાહ.**

**ભોળીબાઇ**—આપણી કમલાનો વિવાહ કરે આજ બે વરસ થયાં હશે? નહીં વારૂં?

**કસ્તુરશાહ**—થયાંજતો.

**ભોળીબાઇ**—ત્યારે તો લગ્ન હવે આ આવતી સાલમાં કર્યા વગર ચાલે તેમ નથી.

**કસ્તુરશાહ**—કરવાંજ પડશે તો. (વાત કરે છે) એટલામાં ઠાકોરદાસને ગાડીમાંથી ઉતરીને આવતા જોઇ.

**કસ્તુરશાહ**—આવો ઠાકોરભાઈ આજ કયાંથી પધારયા ?

**ઠાકોરભાઈ**—હું આજ સુરતથી આવ્યો આપણા મનમોહનના લગ્ન કરવા માટે હાલ બે માસની રજા ઉપર ગયો હતો.

**કસ્તુરશાહ**—ચાલો ઠીક થયું કન્યા તો મ્હોટી છે કની ?

**ઠાકોરભાઈ**—છોકરા કરતાં વરશ નવેક નાહની હશે ખરી ?

**કસ્તુરશાહ**—(અચંબો પામીને) શું વરથી નાહાની ? ત્યારે તો હજી ઘેર આવતાં ઘણી વાર.

**ઠાકોરદાસ**—અત્યારથી ઘેર તેડીને કેમ કરવી છે.

**કસ્તુરશાહ**—ઘેર આવેતો આપણું બારણું સારૂ દેખાય (મન માં એ શું દુનીયામાં સમજે.)

**ઠાકોરદાસ**—બારણું સારૂ દેખાય તે તો ખરૂંજ તો પણ છોકરાનો સ્વારથ કેટલો બગડે તે કંઇ વીચાર કરયો.

**કસ્તુરશાહ**—કરયા વિચાર કન્યા તે કેટલી નહાની.

**ઠાકોરભાઇ**—ભાઇ તમે જ્યાં સુધી ઊંડા વીચાર કરતા નથી ત્યાં સુધી કોઈ દીવશ એ બાબત તમારી નજ રમાં આવનાર નથી.

**કસ્તુરશાહ**—શું ઊંડો વીચાર કરીયે ?

**ઠાકોરભાઈ**—તમે લોકો છોકરાંને પરણાવવામાં સમજોછો પણ એમસમજોછો કે છોકરાને ભણવા ગણવાના વખતમાં કેટલી હરકત નડે છે ?

**કસ્તુરશાહ**—મ્હોટી હોય તેમાં ભણવાની કોણ હરકત કરેછે ?

**ઠાકોરદાસ**—તે છોકરો ભણે કે સ્ત્રીને સારૂ લુગડાં ને છોકરાંને ઘરેણાં કરાવે.

**કસ્તુરશાહ**—તે તો અમે માથે હોઇએ તે કરાવીયે કની ?

**ઠાકોરદાસ**—તેને ખાનગી જોઇએ તે પણ તમારી પાસેજ માંગે કેમ વારૂ ? કસ્તુરશાહ તમે તો ઘરડા થયા તોપણ તમારી અકલ તો હજી તેવીને તેવીજરહી.

**કસ્તુરશાહ**—ઠાકોરભાઇ તમને ખબર છે ? આપણી કમલાનો વિવાહ કરયો ?

**ઠાકોરદાસ**—ચાલો ઠીક કરયું પણ વર તો સારો ભણેલો ને મ્હોટોછે કની ?

**કસ્તુરશાહ**—ના, પણ અમારી બરાબરનો કુળવાન છે.

**ઠાકોરદાસ**— (ગુસ્સાથી ) કુળવાનને શું ગળે ઘાલવો છે.

**કસ્તુરશાહ**—ગળે તો કેમ ઘાલે ન્યાતની રીત હોય તે કંઈ ચાલે ?

**ઠાકોરદાસ**—વારૂ કુળવાન જોયો તે તો ઠીક પણ ઉમરમાં કેમછે ?

**કસ્તુરશાહ**—આપણી કમલી કરતાં ફકત પાંચ વરશજ નાહાનોછે.

**ઠાકોરદાસ**— ( અચંબો પામી ) શું પાંચ વરશે નહાનો. !

**કસ્તુરશાહ**—હા સાહેબ.

**ઠાકોરદાસ**—ભણેલો ખરો કે તે પણ ઉમરના જેવું જ. !

**કસ્તુરશાહ**—આંક શીખે છે.

**ઠાકોરદાસ**—( વિચારમાં લીન્ન થઈ મનમાં ( આ મા બાપ તે છોકરાંના દુશમન કે મા બાપ ? અમારી ન્યાત માં હોય તો તેવાને તો કોઇ લે પણ નહી સ નમુખરાંમનો છોકરો જરા થોડા દહાડા નિશાળે ન ગયો એટલીવારમાં પેલા નાથાશાહે એની છોકરીનો વિવાહ ફોક કરયો ને કહ્યું જે એ તો ભણતો નથી. ને આ લોક તો આપણી રી ત ભાતથી તદન ઉલટા હોય એમજ દેખાય છે પણ લાવ જોઊં હું પુછું તો ખરો કે કુળવાન માં શી રીતે અપાય લેવાય છે ? )

**ઠાકોરદાસ**—વારૂ કસ્તુરશાહજી તમારી ન્યાતમાં કુળ જોવાનો કે વી રીતનો રીવાજ છે વારૂ ?

**કસ્તુરશાહ**—અમારી ન્યાતમાં ચાર ગોત્રવાળા નાણાવટી હોરા થામણીયા કોઠારી અને બક્ષી એ લોક ઊંચકુળ ના ગણાય છે. ને તે લોકો પોતાની છોકરીયો નીચા ગોત્રવાળાને ત્યાં દેતા નથી.

**ઠાકોરદાસ**—વારૂ દ નહીં તે તો ઠીક પણ લે ખરા કે તે પણ નહીં ?

**કસ્તુરશાહ**—હે તો ખરા શામાટે નહીં?

**ઠાકોરદાસ**—ઊંચ ગોત્રવાલા જે ગણાય છે તેમાં શું લક્ષણ હોય છે વારૂં ?

**કસ્તુરશાહ**—લક્ષણમાં તો જરા ગંભીર સ્વભાવના બીજુ બધું તો બીજાની બરાબર.

**ઠાકોરદાસ**—વિદ્યા ભણવા ગણવામાં હોંશીયાર ખરા કે ?

**કસ્તુરશાહ**—ભણે એવા તો ખરાસ્તો પણ ભણે છે કોણને ભણાવે છે કોણ.

**ઠાકોરદાસ**—છોકરા તો કદાચ નાદાન બુદ્ધિથી ન ભણે પણ તેના મા બાપ તેને કાલજી કરી કેમ ભણાવતાં નથી ?

**કસ્તુરશાહ** —મા બાપને શું ગરજ તે લોકના મનમાં એવો વિચાર હમેશ રહે છે. કે આપણે કુળવાન છઇયે એટલે આપણાં છોકરાં કંઇ મંડાયા વગર રેહેનાર નથી તેથી વિવાહ થયો કે જાણે જગ જીત્યા એમ સમજે છે. વિવાહ થતા સુધી જરાતરા કાળજી રાખે પછી તો જરાએ નહીં.

**ઠાકોરદાસ**—ત્યારે તેવાનો વિવાહ તમે ફોક કેમ કરતા નથી.

**કસ્તુરશાહ**—ફોક કરીને બીજો પાછો જોઇએ કની.

**ઠાકોરદાસ**—તમારા ઉતરતા કુળમાં મળે કે નહીં ?

**કસ્તુરશાહ**—તેમાંથી તો મળે શા માટે નહીં ?

**ઠાકોરદાસ**—વારૂ કસ્તુરશાહ એ બધુ જોતાં મને એમ લાગે છે કે તમે લોક હજુ ઘણાજ પાછળ છો તમે દુનીયાના સુખના સ્વાદો ચાખ્યા નથી જુઓ હમારી ન્યાતમાં કેવા રીવાજ છે તે સાંભળો.

**કસ્તુરશાહ**—હાજી ફરમાવો.

**ઠાકોરદાસ**—અમારી ન્યાતમાં તમારી ન્યાતની માફક બાર ગોત્ર નથી પણ ફકત એકજ ગોત્ર છે પણ તેમાં એવો રીવાજ છે કે દરેક ન્યાતના આદમી સરખા ગણવા ઊંચ નહી ને નીચ નહીં જે પો

તાના ગુણુથી લાયકીથી દુનીયામાં આબરૂદાર ગ ણાય તેજ ઊંચને તેજ સારા ઘરના માટે જે સારા ઘરના લોક છે તે તે વરને કન્યા દે, કદા ચ નબળું ગણાતું ઘર હોય પણ તે ઘરમાં પ ણ મેહેનતથી જો છોકરો સારો નીવડી આવે તો તે છોકરાનો વિવાહ તુરત થાય છે અમાર, માં તો વિદ્યા ને ઉમર શીવાય બીજું કંઇ જોતા નથી કુળ શું ? કુળ હોય ને છોકરાને કોઇ ભણા વતું ન હોય તો તે શાના કુળવાન તે લોક સુ ગંધી વગરના ફુલના જેવા છે જુઓ સાસ્ત્રમાં કહ્યું છે.

---

---

**અરથ**—રૂપ હોય યૌવન હોય અને પોતાના કુલનો જયો ભા રે હોય તો પણ સુગંધી વગરનું ફુલ ગમે તેવું હોય પણ દીપતું નથી તેમ તે વિદ્યા વગર દીપતો નથી.

માટે જે લોક કુળવાન છતાં બીલકુલ ભણે નહીં તે નુ કુળ ઉતરતું ગણવું જોઇએ જેને તમે ઊંચ કુળના ગણોછો તેવાજ ગુણવાલા જો અમારી ન્યાતમાં હોય તો તેને કોઇ કન્યા દે નહી એટલુંજ નહી પણ તેવા મુરખ મા બાપની છોકરી લેવાની સુધાં ના પાડે કાર ણ કે તે લોક એમ ગણે કે જેનાં માબાપ મુરખછે તે પોતાના છોકરાંને દુનીયાની રીત ભાત શી રીતે શા ખવશે ? તે તો જેવી આવશે તેવી વઢવાના બહાના ખો ળતી આવશે. બીજુ તમે કહ્યું કે વર પાંચ વરશે ન હાનો હોય તો ચાલે એ વાત તમે માહરે મોઢે કહી તે તો ઠીક થયું પણ જો કોઈ અમારી ન્યાતના બી જા માણસને મોઢે કહી હોત તો બેશક તમને મુરખ ગણી કાઢત અમે ઓછામાં ઓછા સાત વરશનો અં તર રાખીએ છઇયે ને તે પણ વર મેહોટો તેથી કેટ

લો બધો ફાયદો થાયછે તે સાંભળોઃ—

૧ છોકરીની ઉમર નહાની હોય તેથી તે મહોટી થાય ત્યાં સુધી છોકરાને ભાણવાને માટે જેટલો જોઇએ તેટ લો વખત મળે છે જેથી તે સારૂ ભાણી આગલ સારાં કામ કરવાને લાયક થાય છે બીજુ તેથી ઉલટુ જો આ પણે વર નહાનો ખોળીએ તો સ્ત્રી મોહોટી થતાં ખ રાબ ચાલની થાય એમાં કંઇ સંદેહ જેવું નથી કાર ણ કે મુલથી વર નહાનો તેથી તેના કરતાં કમ અક્કલનો અને મુરખ, તો ક્યાંથી સારો નીવડે.

૨ સ્ત્રી મહોટી હોય ને તેને ગરભ રહી છોકરૂં અવતરયુ તો તે છોકરો હજી પોતાના બાપને બાપા કહી બોલ વા લાયક તેને પેટે છોકરૂં થાવ એ કેવી બાબત વા રૂં? શું ભવાઇ જેવી નથી શું તેના મા બાપને શર માવાનું નથી?

આ કારણો શાથી ઉત્પન્ન થાય છે ફકત મા બાપ ની મુરખાઇથીજ જો મા બાપ પોતાના છોકરાંને મ હોટી કન્યા સાથે પરણાવે છે તેમ ન કરતાં તેના ક રતાં સાત વરસ નહાની સાથે પરણાવે તો તેવું શુ નથી બનતું? સહેલાઇથી બને અમારી ન્યાતમાં તેમ થાય છે તો હમે તમારા લોકો કરતાં કેટલા બધા સુ ખી છઇએ બેશક ઘાણાજ.

બીજુ વળી એ છે જે અમે તો છોકરીયોને પણ ભાણાવીયે છઇયે કે જે તમે નહીં કરતા હશો તેના કેટલા બધા ફાયદા છે તે સાંભળો.

છોકરી વિદ્વાન અને હોશીંયાર હોય છે તેથી જેવી તે પોતાને સાસરે આવી કે તરતજ ઘરની રીતભાત કેમ બોલવું કેમ ચાલવું તે સહજ બાબતમાં સમજી શકે છે તે ભણેલી હોય છે તેથી ફુરશદની વખતે બીજાં બૈરાંયોની માફક લોકોના કુથાકુબળા કરવાને બદલે કંઈ નીતિની ચોપડી વાંચે છે જેથી તેનું મન ઘણું પ્રશન્ન રહે છે. પોતે સારી હોય છે તેથી પોતાના

ધણીની હાલત કેવી છે તે સમજે છે વખતં પ્રમાણે તે તેની સાથે વાત કરે છે ને નબળી વખતમાં બીજીઓ ઓની માફક તેને દમવાને બદલે ઉલટું ઉત્તેજન આ પે છે જેથી તેને નવી ઉલટ પેદા થાય છે તમે કદાચ એમ કહેતા હશો કે શું ભણેલી ખરાબ ચાલની નથી હોતી ? તો તેના ઉત્તરમાં માહરે એટલુંજ કહેવાનુ કે જો પતિ મહોટો ને વિદ્વાન હોય તો તેને બગડવાનું કંઇ કારણ રેહેતું નથી તે તેને ખરાબ રસ્તે ચાલતાં અટકાવેછે, તે છતાંબગડે તેતો ગામનાધેડવાડાજેવુંસમજવું

બીજુ સામાન્ય રીતે સારો જોઇ આપવા લેવાની રીત હોવાથી ગરીબ મા બાપના મનમાં એકવાર એ મ ઉમેદ થાય છે કે જો આપણે આપણા છોકરાને સા રો ભણાવીશું તો આપણે ઘેર કોઈ સારા ઘરની કન્યા આવશે તો આપણે દુનીયામાં આબરૂદાર ગણાઇશું જેથી કરીને અમે આખી હીંદુ વર્ગમાં હાલ ઊંચી પ દ્દી ધરાવીયે છઇયે નાગર લોકોમાં તમારી માફક બા ર ગોત્ર છે પણ તેમાં કંઈ તમારા જેવો ગાંડો ચાલા તો જોવામાં આવ્યો નથી જેથી તે પણ સુખી છે વળી એ શાસ્ત્રથી કેવું ઉલટું છે? શાસ્ત્રમાં પણ પુરૂષ મહોટો બતાવ્યો છે, વઇદકમાં પણ પુરૂષ મહોટો જોઇએ એમ ક હેછે ત્યારે તમે શું બધાને તમારા કરતાં કમ અકલના ગણી ઉલટા ચાલો છો ?

**કસ્તુરશાહ**—(શીરમંદા પડી) ના સાહેબ મુરખ તો હુંજ.

**ઠાકોરદાસ**—(લલીતા દુખદર્શક કહાડી) જુઓ કસ્તુરશાહ આ ચોપડી વાંચો ?

**કસ્તુરશાહ**—(ચોપડી વાંચી રહી) ઠાકોરદાસજી આ નાટક તો ગજબ ?

**ઠાકોરદાસ**—કેમ એ વાત હવે તમારા ધ્યાનમાં બરાબર ઉત રી? એ વાત સાધારણ રીતે બનેછે કે નહીં ?

**કસ્તુરશાહ**—જરૂર બનેછેજ.

૪

**ઠાકોરદાસ**—વારૂ કસ્તુરશાહ ત્યારે હવે તમે કમલીના વિવાહ વીશે શું મત રાખોછો ?

**કસ્તુરશાહ**—મહારો વીચાર તો એવો છે કે જરૂર એ વિવાહ ફોક કરવો પણ શીતે કરવું તે હવે મને બહુ ગભરાટમાં નાંખે છે.

**કસ્તુરશાહ**— (જ્ઞાતિમિત્રને આવતો જોઇ) આવો જ્ઞાતિમિત્ર તમે કયાંથી આવ્યા?

**જ્ઞાતિમિત્ર**—ઘેરથી.

**કસ્તુરશાહ**—(લલિતા દુઃખદર્શકબતાવી) આ નાટકતમેવાંચ્યોછે?

**જ્ઞાતિમિત્ર**—તમે કુળવાન વરવાળા રહ્યા માટે તમારે વાંચવાનોછે

**કસ્તુરશાહ**—જ્ઞાતિમિત્ર હવે વિવાહ તો કરી દીધો છે ને ફોક કરવાનો વીચારછે માટે શું કરવું ? તહારી સલાહ છે કે નહીં ?

**જ્ઞાતિમિત્ર**—માહરી સલાહતો સંપુરણ રીતે છે કારણ કે વર બહુ નાહનો ને વળી મુરખ.

**કસ્તુરશાહ**—પ્રિય જ્ઞાતિમિત્ર ત્યારે તું મને રસ્તો બતાવ કે હવે મહારે કેમ કરવું.

**જ્ઞાતિમિત્ર**—ધીરજથી તું બીજા મહોટા વરને કુળવાન હોકે વગર કુળવાન હો પણ ભણેલા અને જેનીપાસે પોષણના સાધન હોય એવા વરને તુ ખોળી કાઢ ને પછી તું વિવાહ ફોક કરજે.

**કસ્તુરશાહ**—પણ માહરો વિચાર એવો છે કે કોઇ કુળવાન મહોટા વર મળે તો તેની સાથે કરવું.

**જ્ઞાતિમત્રિ**—તું કુળવાન કુળવાન કરેછે એ શું ? વગર કુળવાન ગણાતા પણ ઇજ્જત આબરૂથી કુળવાન જેવાંજ કામ કરનારા અને ઉંચી જાતનો રોજગાર કરનાર તેશું કુળવાન નહીં? કુળ એટલે શું ? કુળ કયાંથી ઉત્પન્ન થયું અને કુળવાનના લક્ષણ કેવાં હોવાં જોઇએ તે તું જાણેછે ?

**કસ્તુરશાહ**—નાજી હું તો ફકત ગણાતા આવેલા કુળવાન નેજ કુળવાન ગણુછું.

**જ્ઞાતિમિત્ર**—તેમ નહીં કુળ કયાંથી ઉત્પન્ન થયું તથા તે લોકમાં કેવા ગુણ હતા તે વીશેનું વૃતાંત હું કહું છુ તે સાંભળ.

**કસ્તુરશાહ**—હું સાંભળવા ઘણો આતુર છું માટે મેહેરબાની કરી સંભળાવો.

**જ્ઞાતિમિત્ર**—અસલ જ્યારે આપણા લોકો ખડાલ મહુડી તરફ રેહેતા હતા તે વખતે કુળવાન લોકના બાપદાદાઓ રાજ્યની નોકરી કરતા હતા તેથી જે લોક રાજ દરબારમાં માન પામી ઇજત ધરાવતા હતા તે લોક કુળવાન ગણાયા. હવે તે લોલોકને પેટ જે દીકરીઓ થતી તેને તે પોતાના કરતાં જરા હલકી જાતનો ધંધો કરનાર લોકના દીકરાઓ સાથે તેઓ પરણાવતા હતા અને પોતાના જમાઇઓને ધીમે ધીમે સારી પદ્દીઓ ઉપર લાવતા હતા તે લોક છેક હલકો ધંધો કરનાર માણશોને પોતાની દીકરીયો આપતા ન હોતા, તેમજ તે લોકની દીકરીયો તેઓ લેતા ન હોતા માટે જે લોકના હાથ તળે સો બસો આદમીઓનું પોષણ થાય તેજ કુળવાન અને તેવા લોકો અરસ પરસ આબરૂદાર ગણાતાં કુંટુઓમાં આપતા અને લેતા એ રીતે કુળ બંધાયાં પછી વેપાર રોજગારથી ટુટી તે લોક ઉમરેઠ વિગેરે બીજા ગામોમાં આવી વસ્યા તેથી જે લોકના બાપદાદાઓએ અગાઉ સારૂં કામ કરી ઇજત મેળવેલી તેના છોકરાં સારાં અને ઇજતદાર થાય એમ ગણી તે લોકને કુળવાન ગણેલા તે લોક પોતાનો ધર્મ કેવો સારો પાળતા હતા તે લોક તો કોઇને ત્યાં જમવા જવાના હોય તો તેને ત્યાં ગરમ પાણી મુકાવી ન હોતા ત્યાર બાદ પાવડા ઉપર ચઢી જમવા જ

તા તે લોક કોઇ દીવસ નાહ્યા ધોયા વગર ક
દી બહાર નીકળતા નહીં તેમજ પોતાના ઇષ્ટ
દેવને હમેશ ભાવ સહીત પુજતા તે લોક જોકે
વધારે હાલની માફક વિદ્યાવાળા નહોતા તોપણ
તે લોકની રીતભાત એવીતો ડહાપણ ભરેલી
હતી કે તે લોકને પગલે ચાલી આપણે હજુ
સુધી સુખમાં દહાડા કાઢ્યા અને કાઢીએછીએ.
પણ હાલ તે રીતભાત કયાં છે? તે કુળવાન કયાં
છે! હાલતો એવુંછેકે ફક્ત જે લોકને કુળવાન
ગણે છે તેજ કુળવાન બીજા ગમેતેવા ઊત્તમ
જાતનો રોજગાર કરી સારી આબરૂ કાઢે તેને
કન્યા દેતા નથી એ કેવી તાજુબીની વાત છે.
કુળ કંઈ એવું સ્થાવર નથી કે જે લોક કુળવા
ન હોય તે બગડેજ નહી. દરેક ચીજનો રંગ
ઉતરે છે તે ઉપર ધ્યાન આપો જુઓ આપણે
જાણે આજદીને એક કપડું રંગરેજને ત્યાંથી
રંગાવીને લાવ્યા તે કપડાનો રંગ હાલ કેવો
સરસ છે બેશક ઘણોજ સરસ. હવે તેજ કપ
ડાને તમે એકવરશ વાપરો ને પછી જુઓતો
તેજ કપડુ અસલના કપડા કરતાં રંગમાં ઘણુ
જ ફીકું છે પણ તે કપડાને તમે બીજુ એક
વરશ વધારે વાપરશોતો આગળ હતું તેવું સફે
ત થઈ ગયલું માલમ પડશે. તેવીજ રીતે કુળ
વાન લોકનો રંગ જતો રહ્યો છે તેના પ્રત્ય
ક્ષ દાખલા આપણી નજર આગલ જોઇએછીએ.
જે લોક કંઇપણ નીચી જાતનું કામ કરે તેને
આપણે આપણી જાતે કુળવાનમાંથી બાતલ કરી
નીચ કુળમાં દાખલ કરવા જોઇએ કુળ એટલે
શું "ખાનદાન" તો ખાનદાની ને હીનપત
આણવાના કામમાં જે માણશ પાછી પહાની

નકહાડે તે કુળવાન શેનો ગણાય? બેશક નહીંજ તો તેને ઘેર ખાનદાન આદમીએ પોતાની છોક રીઓ નજ આપવી જોઇએ; બીજુ. કુળવાનનો ધર્મ એજ છે કે તેણે પોતાનાં છોકરાંને ભણા વી ગણાવી અનીતિથી ચાલતાં અટકાવવાં જોઇએ જે બીલકુલ થતુજ નથી તેનું કારણ એજકે કુળવાનો તેને પોતાની ફરજ પ્રમાણે હલકો કુળનો ગણતા નથી જેથી તેને તે તરફની બીલકુલ દરકાર રહેતીજ નથી, જો તેવા માણશના છોકરાને કન્યા દેતાં હરકત કરતા હોયતો બેશક તે લોકનું ધ્યાન પોતાનાં છોકરાં સુધારવા તરફ સારીરીતે ખેંચાય પણ તેમ થતું નથી જેથી કન્યા દેનાર આદમી પણ ઇશ્વરનો ગુનેહગાર થાય છે અને તેના બદલામાં ઇશ્વર તેને સારે બદલો આપે છે પણ અનાડી લોક હજુ સમજતા નથી તે લોક હમેશ જન્મપર્યંત પોતાની છોકરીઓનાં આંસુ લોહ્યા કરે છે પણ તે ન લોહવાં પડે એવો સુગમતા ભરેલો રસ્તો લેતાજ નથી. માટે ડાહ્યા અને વિદ્વાન માણસનું લક્ષણતો એજ છેકે કુળવાન વર પણ ભણેલો અને મહોટી ઉમરનો હોયતોજ તેની સાથે પોતાની છોકરી પરણાવવી પણ નામનો કુળવાન હોય પણ છોકરો ઉમરમાં નહાનો ને અભણ હોયતો તેને કોઇદીવશ નજ દેવી જોઇએ જે પ્રમાણે થવાથી બેશક ન્યાતમાં ઘણોજ સુધારો થાય અને આમ દરિદ્રતાની કોર ઉપર આવી ગયલા પાછા ખસી આબાદી તરફ જવાનો રસ્તો આપણને મલે.

**કસ્તુરશાહ**—(આ બધી વાત ધ્યાન દઇ સાંભલતો હતો તે) જ્ઞાતિમિત્ર આ બધી વાત મને સારીરીતે ધ્યાનમાં ઉતરી પણ તું માહરો સ્નેહી છે તો મેહે

રખાનીરાહે મને કુળવાન અને સારો અગર કુળવાન નહીં પણ વિદ્વાન અને મ્હોટો વર બતાવ કે જેનીસાથે હું મ્હારી કમલાનો વિવાહ કરૂં

**જ્ઞાતિમિત્ર**—ઠીક સાહેબ હું તપાશ કરી આપને કહીશ. પણ ઉપલી વાતતો તમારે જરૂર ધ્યાનમાં રાખવી.

**કસ્તુરશાહ**—વારૂ સાહેબ હું કદી ભુલનાર નથીં

**જ્ઞાતિમિત્ર**—પણ કસ્તુરશાહ મને વળી એક વાત યાદ આવી છે જે ઘણીજ અગત્યની છે.

**કસ્તુરશાહ**—મેહેરબાની કરી મને તે બતાવશોતો હું આપનો મ્હોટો આભારી થઈશ.

**જ્ઞાતિમિત્ર**—કસ્તુરશાહ આપણે કનકાવતી અને ચંદ્રપુર એ બે ગામમાંતો હાલમાં એકડા છે નહીંવારૂ ?

**કસ્તુરશાહ**—હાજી છે.

**જ્ઞાતિમિત્ર**—તેમાં શું શું શરતો છે તે તમે જાણો છે ?

**કસ્તુરશાહ**—હાજી તેમાં તો એવું છે કે નાણાવટી, હેરા, થામણીયા, કોઠારી એ લોક પોતાની બરોબરના ઊંચકુળના લોકનેજ કન્યા આપે અને કન્યા ગમેતેની લે પણ પોતાની કન્યા ઉતરતા કુળમાં દેવાય નહીં તે લોકને વર ન હોયતો તેને મદેશ જવા દેવા પણ બીજા લોકને જવાની પરવાનગી નહી મળે.

**જ્ઞાતિમિત્ર**—(જરા હસીને) શાબાસ આમાંતો તમામ સ્વારથ શીવાય બીજુ કંઇ જણાતુ નથા.

**કસ્તુરશાહ**—કેમ વારૂં ?

**જ્ઞાતમિત્ર**—નાણાવટી વિ. લોક પોતાની કન્યા બરોબરીયામાંજ આપે નીચ કુળની લે અને પોતાને વર ન મળેતો પ્રદેશ જાય એતોઠીક. ત્યારે હલકા કુળના લોક શીરીતે પોતાનો નીભાવ કરે છે વારૂં ?

**કસ્તુરશાહ**—તે લોકને કોઇ પોતાનાથી ચઢતા કુળવાળા કન્યા આપેતો લે નહીંતો બેઠા બેઠા માંખોજ મારેતો ?

**જ્ઞાતિમિત્ર**—ત્યારે તે લોકતો મુરખજ માહરા વિચાર પ્રમાણે સમજવા જોઇએ કારણ કે તે લોક પોતાની કન્યા આપે ને છોકરાને કુંવારા રાખે તેના કર તાં બેહેતર છે કે કોઈ બીજા ગામની ન્યાતની સાથે એકડા કરી સામાન્ય રીતે અપાય લેવાય એવો રીવાજ કરેતો બેશક તેઓ સુખી થાય

**કસ્તુરશાહ**—જ્ઞાતિમિત્ર એવા એકડાના ઠરાવને લીધે અમારી કનકાવતીના બે ઘર જુદાંજ નિકળી પડયાં છો તેથી તે લોકના છોકરા ઝટ મંડાય છે ને તેઓ ઘણા સુખી છે.

**જ્ઞાતિમિત્ર**—એ બે ઘર છુટાં પડવાથી તમને લોકને કેટલા ગેર ફાયદા થયા તે તમે સમજ્યા ?

**કસ્તુરશાહ**—નાજી.

**જ્ઞાતિમિત્ર**—તે લોક પોતાની કન્યાઓ આપે નહીં ને લે નહીં જેથી એકડાવાળા લોકને તેના ઘરની રૂપાળી અને ગુણીયલ કન્યા ન મળે એટલુંજ નહીં પણ તેવા ઘરનો ભણેલો અને પુખ્ત ઉમરનો વર પણ મલતો નથી ? જેથી કેટલાં ઘર સુખી થતાં અટકે છે ?

**કસ્તુરશાહ**—હાજી એ તો ગેર ફાયદો ખરો.

**જ્ઞાતિમિત્ર**—કસ્તુરશાહ એ બધી વાત તો હવે આપણે ફરી હજુ વખત આવનાર છે ત્યારે કરીશું પણ આ વાતનો શો વીચાર કર્યો તે કહો.

**કસ્તુરશાહ**—મારી તો સંપુરણ મરજી છે કે વિવાહ ઠીક કરવોજ

**જ્ઞાતિમિત્ર**—ઠીક ત્યારે મારા નજરમાં એક વર મે શોધી કાઢયો છે તેની સાથે કરો તો ઘણું સારૂં.

**કસ્તુરશાહ**—ત્યારે મને તે જરૂર બતાવશો તો તેની સાથે હું કરીશ.

**જ્ઞાતિમિત્ર**—ધરમદાસ શેઠ ચંદ્રપુરી વાળા છે તેને છોકરો છે તે ઉમરમાં ચૌદ વરશનો છે ને ભણેલો ને હુશી

યાર છે માટે માહરો વિચાર છે કે તેની સાથે કરવો.

**કસ્તુરશાહ**—જરૂર એ વર મેંપણ ધાર્યો હતો માટે હું આજરોજ ફોફળ ૧હ શેઠ ઉપર વિવાહ ફોક કરયા સંબંધીનો કાગળ લખુછુ.

**જ્ઞાતિમિત્ર**—ઠીક ત્યારે લખો હું રજા લઉંછું.

**કસ્તુરશાહ**—હાજી પધારો (જ્ઞાતિમિત્ર જાય છે કસ્તુરશાહ કાગળ લખે છે.)

## પાત્ર.

| | |
|---|---|
| **ધરમદાસ** | ચંદ્રપુરનો પ્રખ્યાત પણ કુળવગરનો શેઠ |
| **ધનલક્ષ્મી** | તેની સ્ત્રી |
| **ધીરૂભાઇ** | ધરમદાસનો છોકરો |
| **ઠાવકાદાશ** | ધરમદાસનો દોસ્ત |
| **જાફરખાં** | પટાવાલો |
| **નાગાશાહ-નફટશાહ** | દોલતશાહના દોસ્તદાર જુગારી |
| **નથુશાહ** | ન્યાતનો શેઠ |
| **ટેકચંદ** | નથુશાહનો દોસ્તદાર |
| **જ્ઞાતમિત્ર** | પ્રદેશી જુવાનીયો |

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ ધરમદાસનું ઘર.

(ધરમદાસ ધનલક્ષ્મી)

**ધનલક્ષ્મી**—તમે હવે આપણો ધીરૂ મહોટો થયો તેની ઉમર ઉપર તો વિચાર કરતાજ નથી ?

**ધરમદાસ**—મહોટો કરીને હજુ સોળમું વરશ બેઠે તો બે મહીના હમણાજ પુરા થયા એટલીવારમાં વિચાર કરતા નથી એમ શાથી થયું ?

**ધનલક્ષ્મી**—બીજા લોકોને ત્યાંતો એની બરોબરના છોકરાઓ ને ઘેર બબ્બે છોકરાં થયાં પણ આપણેતો હજુ વહુનો ઓરતોજ રહ્યો.

**ધરમદાસ**—તહારેતો વહુનો ઓરતો પાડવો છે પણ મહારેતો છોકરાનો સ્વાર્થ સુધારવો છે પણ હવે એ લાયક ઉમરનો થયો માટે હવે એના વિવાહની તજવીજ કરવી જોઇએ ખરી (ઠાવકાદાસને આવતા જોઇને) આવો ઠાવકાદાસ.

**ઠાવકાદાસ**—કેમ શા ગપ્પાં ચાલે છે?

**ધરમદાસ**—કંઇ નહીં એતો તમારી ભાભી કહેછેકે હવે ધીરૂનો વિવાહ કેમ કરતા નથી?

**ઠાવકાદાસ**—વાતતો ખરી છે કારણકે હવે એની ઉમર મહોટી થઇ માટે પરણાવવો જોઇએ ખરો?

**ધરમદાસ**—વારૂં ત્યારે ઠાવકાદાસ એ સમજે છે ને આપણે શું નથી સમજતા? પણ બૈરાં આપણને આખો દહાડો કહી કહી એમ બતાવવા માગે કે જાણે અમારા જેવું કોઈ ડાહ્યું નથી.

**ઠાવકાદાસ**—એ વાતતો ખરી પણ હવે કંઈ થાય ત્યારેતો સારૂં

**ધરમદાસ**—જે ઇશ્વર કરે છે તે સૌ સારાંનેજ વાસ્તે. હવે એ ભણીગણી હોંશીયાર થયો છે તેથી શો એને નસીબે આવી મળશે આપણી ન્યાતનો ચાલ એવો ખરાબ છે કે ભુખેભરતો અને કેવળ મુર્ખ હોય તેને ત્યાં કન્યા દે અને વળી ફુલાય કે અમે કુળવાનને ત્યાં કન્યા દીધી! પછી તે વર કન્યાને બનો કે ચાહે બન્ને કુવામાં પડો તેની તે લોકને કશી આપદા રહેતી નથી.

**ઠાવકાદાસ**—ખરેખર ધરમદાસજી હાલ આપણી ન્યાતમાંતો છેક બગડીજ ગયું છે હવેતો ફક્ત કુળ કુળને કુળ શીવાય કશું જોતાજ નથી; વર નહોયતો પાંચ વર્ષે નહાનો કબુલ કરે પણ કુળ જોયાવિનાચાલેજ નહીં!

**ધરમદાસ**—પેલા કનકાવતી વાળા કસ્તુરશાહે આપડા ફાફળશાહ શેઠ ને ત્યાં વિવાહ કરયો છે તે વરના તમાશા જોયા કની ? ભાઇતો અત્યારથી દારૂ ગાંજો વ્યભીચારાદી સઘળી વિદ્યાઓ ભણીને તૈયાર થઇ ગયા છે.

**ઠાવકાદાસ**—ફાફળશાહ સ્વભાવનો ઘણો તિખો છે એટલે એના છોકરાને બગડવા દે એવુંતો નહોય !

**ધરમદાસ**—અરેભાઇ ફાફળશાહ જાતે કુળવાન રહ્યા એટલે એમને છોકરાની ચાલ તરફ થોડીજ દરકાર હોય છે. વિવાહ થયો એટલેતો તેઓ સમજે છે કે હવે આપણે દુનીયામાં આબરૂદાર ગ્રહસ્થ ગણાયા! પણ ખરી આબરૂ કોનું નામ તે તેઓ કંઇ સમજતા નથી.

**ઠાવકાદાસ**—આપણી ન્યાતના લોક એવાઓને ત્યાં ઝટોઝટ કન્યા દે એટલે તેઓ શેના સમજે.

**ધરમદાસ**—તેઓ પાછલથી પસ્તાય ખરા પણ જો બીજી છોકરી હોયતો પાછા આંધળા થઇ તેવાને તેવા ઘરમાં જ દેવા જાય પણ સારે ઘર દે નહીં.

**ઠાવકાદાસ**—( નીચેથી બુમ સાંભળી ) ભાઇ કોણ છે એ !

**જાફરખાં**—સાબ આપકા કાગજ હે !

**ઠાવકાદાસ**— (ધનલક્ષ્મીને) પેલો કાગળ જરાલોને!

**ધનલક્ષ્મી**—લાવુ (કાગળ લાવે છે ને ધરમદાસ કાગળ ફાડી વાંચે છે.

**ધરમદાસ**

સવસ્તિ શ્રી ચંદ્રપુરી મહાશુભસ્થાને પુજ્યારાધે અનેક શર્વે ઉપમાંજોગ શા. ધરમદાસ નીતિદાસ જોગ શ્રી કનકાવતીથી લા. સા. કસ્તુરશાહ નીરમળશાહના જેગોપાલ વાંચજો અત્રે ખેરીયત જાણી તમારી લખજો વિશેષ લખવા કારણ એછેજે અત્રે અમારી ચી. બેહેન કમલાનો વિવાહ શેઠ ફાફળશાહને ઘેર કરયો છે પણ પાછળથી એ વિવાહ કરવામાં ભુલ થઈ છે એમ લાગવાથી તે અમે ફોક કરયા સંબંધીનો કાગળ તેમને ત્યાં લખી મોકલ્યો છે ને અમારો વિચાર તમારા છોકરા જોડે કરવાનો છે માટે મેહેરબાની કરી કબુલ કરશોતો

હું આપનો મ્હોટો ઉપકાર માનીશ તેના પલ્લા પેહેરામણી ની વિગત નીચે મુજબ.

૫૦૧) પલ્લુ. ૧૦૧) પેહેરામણી. ૫૦) બીજીરીતભાતના. એણી વિગતે અમો તમોને આપીશું તથા લઇશું માટે કબુલ કરયાનો જવાબ તરત લખજો મીતિ ૧૯૧૦ના આશો વદ ૧૦

કાગળ વાંચી રહી ડાવકાદાસને પુછી જવાબ હાનો લખે છે (નીચેથી અવાજ આવે છે)

**(શેઠ જમવા ચાલોની)**

**ધરમદાસ**—હા ભાઈ આવ્યો. (જાયછે)

---

## પ્રવેશ બીજો.



### સ્થલ ચંદ્રપુરીના મંદીરનો ઓટલો.

**ધનલક્ષ્મી—ડાકણબાઈ**

**ડાકણબાઈ**—આવો ધનલક્ષ્મી બહેન કેમ કંઇ બહુ હરખાતાં હરખાતાં આવો છો ?

**ધનલક્ષ્મી**—કંઇ નહીં એતો અમારા ઊપર કનકાવતીના કસ્તુરશાહ શેઠનો કાગળ આવ્યો છે તેમાં લખે છે કે અમે ફોફળશાહને ત્યાં વિવાહ કરયો છે. પણ તે વિવાહ અમારે ફોક કરી તમારે ત્યાં કરવો છે ?

**ડાકણબાઇ**—એમ કેમ વારૂ ?

**ધનલક્ષ્મી**—તેતો કંઇ લખ્યું નથી પણ ફક્ત એટલુંજ લખ્યુ છે કે અમે એ કામમાં ભુલ કરી છે માટે અમારે ફોક કરવો છે ને તમારે ત્યાં કરવો છે.

**ડાકણબાઈ**—ચાલો ત્યારે એ કામતો સારૂં થયું કારણ કે ફોફળશાહનો છોકરો હમણાતો છેક બગડી ગયોછે (મનમાં એ ફોક કરશે તો આપણે ત્યાં કરીશું)

**ધનલક્ષ્મી**—બેન આપણી ન્યાતમાં જરાં ઉતરતા કુળનો હોય ને ગમે તેટલાં જતન કરી પોતાની આબરૂ જાળવી રાખતો હોય તેને કોઇ કન્યા નદે પણ જુગા

રી લુચ્ચા લફંગા પણ ગણાતા કુળવાનને દ છે એટલે બગડે તેમાં શી નવાઇ!

**ડાકણબાઈ**—હા બ્હેન ખરીવાત છે પણ હવે ઘણો વાર થઇ માટે જાઉછું. (જાયછે)

---

## પ્રવેશ ૩ જો.



**પુંજીઓ—બદામીઓ**

**(બજાર)**

**પુંજીઓ**—અલા બદામીઆ હેલો કોણ આવેરે?

**બદામીઓ**—કીફાથી અવેલોરે ?

**પુંજીઓ**—ઇફાથી હેલો અડથલીઆ ખાતો ખાતો!

**બદામીઓ**—હેતો આપરા ફારૂળશાહ હેટનો દિકરો દખું ?

**પુંજીઓ**—અડથલીઆ કેમ ખાતો ઓહે વારૂ ?

**બદામીઓ**—તાડ ઉપર ચઢયો હોય એમ દખાય છે. (ઘફા આવેલો જો)!

( દોલતશાહ ધીબ લઇને રસ્તામાં પડેછે. )

દોલતશાહના પડવાથી લોક એકઠા થઇ જાય છે ને ફારૂળશાહને ખબર પડવાથી તેઓ દોડી આવે છે ને પાણી છાંટી દોલતશાહને ઘેર ઇ જાય છે.

**સુકકાદાસ**—(ફારૂળશાહના ગયા પછી) કેમ ગાંજાદાસ આ રમુજ જોઇકે?

**ગાંજાદાસ**—ભાઇ મહોટાના છોકરાને કોઇ ગાંડો કહે તેમ છે?

**અફીણદાસ**—ભાઇમેંતો નકકીજ કર્યું છેકે કુળવાનોમાંતો હમેશ ગુણ અવગુણ સાથેજ રહે છે. જેના ઘરમાં જેટલી ભક્તાઈ તેટલોજ અધર્મ, અને જેટલી પહેરામણી નો વર તેટલીજ તેની બદફેલી કારણ કે પેહેરામણીનો અર્થ " ગાળો " પણ થાય છે.

## પ્રવેશ ૪ થો.



**ફોફળશાહ—મુરખીબાઇ**

**( સ્થળ ફોફળશાહનું ઘર )**

**ફોફળશાહ**—આપડા ડોલટશાહનો વિવાહ ઠયે આજ ટણ વડશ ઠયાં હશે નહીં વારુ?

**મુરખીબાઈ**—થયાં હશે ખરાં.

**ફોફળશાહ**—હવેટો આપડો ડોલટ ડહાડે ડહાડે બગડટો જાય છે માટે એને પયણાવી ડીઢો હોયટો આપડા જી વને નીડાંટ ઠાય.

**મુરખીબાઈ**—હા એ વાતતો ખરી છે. નહીંતો આવી બાબત ની કસ્તુરશાહને ખબર પડશેતો તે વિવાહ ફોક કરવા ઊભો થશે.

**ફોફળશાહ**—ખડી વાટ છે. ત્યાડે કાડે કસ્તુડશાહ ઉપર કાગ ડ લખીસ.

**મુરખીબાઈ**—જરૂર લખજો પણ આપડો દોલતશાહ બહાર થી હજુ કેમ આવ્યો નહીં વારૂ?

**ફોફળશાહ**—હવડે આવશે (દોલતશાહને આવતો દેખી) આ આવ્યો (દોલતશાહ આવે છે.)

**મુરખીબાઇ**—(ટપોલવાલાને બુમ મારતો શાંભળી) ઉભોરહે? (કાગળ લેછે)

**ફોફળશાહ**—(કસ્તુરશાહનો કાગલ વિવાહ ફોક થયા સંબંધી નો વાંચી દીલગીર થઇ જાય છે)

---

## પ્રવેશ ૫ મો.



**નાગાશાહ-નફ્ટશાહ-પાછલથી દોલતશાહ**

**નાગાશાહ**—કેમ નફ્ટશાહ કાલેતો દોલતશાહ ઠીક ઘાટમાં આવ્યો નહીં વારૂ?

**નફ્ટશાહ**—હા, પણ હજુ એના ઘરમાંથી પેલી જણશ લા વ્યો નહીંતો?

**નાગાશાહ**—એ કહેતો હતો કે કાલેતો જરૂર લાવીશ માટે આજ જો આવેતો ઠીક તાલ પડે પછી આપણે વાડીમાં જઈ ખુબ રંગ ઉડાવીયે.

**નષ્ટશાહ**—એ બધી વાતતો ખરી પણ આજ એ આવશે તો ઠીક નહીતો કાલે એના બાપની સાથે ગામ જવાનો છે માટે આજ એને તેડી લાવવો જોઇએ.

**નાગાશાહ**—ત્યારે તું આવતો હોયતો ચાલ તેડી લાવીએ.

(બન્ને જણ જાય છે પણ રસ્તામાં દોલતશાહને આવતો દેખીને.)

**નષ્ટશાહ**—અરે નાગાશાહ પેલો દોલતશાહ આવે છે આજ એનો ભભકોતો જો કેવો ભારી છ?

**નાગાશાહ**—ખરેખર એનો ભભકો જોઇ મને એક કવિતા સાંભરી આવે છે તે સાભળ.

## ( રોળાવૃત )

જુઓ જુઓ જન જુઓ પણે ધુલ્હેર * પધાર્યા. * મૂર્ખ
ભભકો ભાળી ભ્રાત ધારશો પર્યા તાર્યાં.
ટોપી કસબી કેવી, સુંદર એક ફુમતુ સાથે.
ચેહેરો રખાવો દીધ. કીધ બંગી વળી હાથે.
કોટ લગાવી કોટ ઉપર ગલપટ્ટો નાંખ્યો.
લગાવી જો ઘડીયાલ. તાલ કેવો કરી નાંખ્યો.
ગજવે બીડી ભરી. કેળ કે ટીમરૂ કેરી
આગપેટી વળી સાથ. બજારે મારી ફેરી.
ચઢાવી ચશ્મા આપ. પધાર્યા પોતા પોતે.
પુછું ભણ્યાછો ભાઇ. કયાંહી નીશાળો કહો તે.
ખરે આ ફક્કડ લાલ. અક્કડ બોળુ નીકળશે.
શીખા ટીકા અને. પટ્ટીકામાં નહી વળશે.

( વર્ણસંકર )

( દોલતશાહને પાસે આવ્યો જોઈ )

**નાગાશાહ**—કેમ દોલતશાહ હમે તાહરે ત્યાંજ આવતા હતા?

**દોલતશાહ**—કેમ આજ એટલું બધું.

**નફટશાહ**—કાલના અમારા બે દાવ બાકીછે તે પુરા કરવા કની?

**દોલતશાહ**—હા તે વાતતો ખરી પણ આજ માહરો જીવ ઉદાસ છે કારણકે કનકાવતીથી આજ કસ્તુરશાહનો કાગળ આવ્યો તેમાં માહરો વિવાહ ફોક કર્યો એમ લખે છે તેથી હું જરા ઉદાસીમાં છું.

**નફટશાહ**—( જરા ઉદાસી બતાવી ) હા પણ હજુ તે કંઇ નક્કી ન કહેવાય માટે દાવતો આપવો પડશે?

**દોલતશાહ**—હું આપવા તૈયારછું કહી પોતાની પાસેની વીંટી નગ ૧ દાવમાં મુકે છે.

નફટશાહ દાવમાં જીતે છે તેથી બંન્ને દોસ્તદારો તે વીંટી લઇ દોલતશાહને વિદાય કરે છે.

---

## પ્રવેશ ૬ ઠો.



**નથુશાહ-ટેકચંદ**

**સ્થળ ટેકચંદનું ઘર**

**નથુશાહ**—અલ્યા ટેકચંદ તાહરૂં ભાગ્યતો ખરેખરૂ ઉઘડયું !

**ટેકચંદ**—કેમ વારૂ ભાઈ?

**નથુશાહ**—તું તાહરી વીજલીનો વિવાહ કરવા સારૂં બહુ ફીકર કરતો હતો પણ ઇશ્વરે તાહરે માટે મેળવ્યો ખરો?

**ટેકચંદ**—વરતો બધા ઘણા છે પણ આપણે ખપતા નહીં એટલે શું કરીએ.

**નથુશાહ**—અરે તાહરે ખપે એવો છે ને તાહરી નજરમાં આવે એવો?

**ટેકચંદ**—તે મને બતાવે ત્યારેતો હું તાહરો બહુ ઉપકાર માનીશ.

**નથુશાહ**—તને ખબર નથી કે ફોફળશાહ જે આપણી ન્યાતના આબરૂદાર શેઠ છે તેના છોકરા દોલતશાહનો વિવાહ પેલા કનકાવતી વાળા કસ્તુરશાહે ફોક કર્યો?

**ટેકચંદ**—ના એ વાતની મનેતો ખબરજ નથી કયારે? ( ડાકણબાઈ બોલી ઉઠે છે )

**ડાકણબાઈ**—હા એ વાતતો હું પણ જાણુછું કાલે પેલી મન લક્ષ્મી મંદીરે આવી હતી તે કહેતી હતી કે અમારા છોકરા ધીરૂનો વિવાહ કનકાવતીના કસ્તુરશાહની છોકરી સાથે થયો ને તેણે ફાફળશાહને ત્યાંથી ફોક કરયો !

**ટેકચંદ**—ત્યારેતો આપણું કામજ થઈ ગયું આવો ખાનદાનનો વર કયાંથી મળવાનો હતો ?

**નથુશાહ**—ટેકચંદ હવે એ વાતનો વિલંબ કરવાનું કારણ નથી કાલે આપણે વિવાહ કરો ને લગન તાબડતોબ લો કારણ કે આપણી વીજલી આજ ચૌદ વરશની થઇ ને દોલતશાહ પણ ૧૦ વરશનો છે પણ તેનીતો ફીકર નહી એ વર હોય કયાંથી.

**ટેકચંદ**—હા તમે માહરા તરફથી જઇ વિવાહ કબુલ કરી લગન લેવાનું પણ કહેજો.

**નથુશાહ**—સારૂં (જાયછે) ફાફળશાહને ત્યાં વિવાહ કરી લગન કરી પરણાવી દે છે.

---

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

**ધરમદાસ-ધીરૂભાઈ અને પાછળથી કમલા.**

**સ્થલ ધારમદાસનું ઘર**

**ધરમદાસ**—કેમ ધીરૂ મેં શાંભળયું છે કે તમારા રાવસાહેબ હાલ રજા ઉપર જાય છે એ વાત ખરી કે ?

**ધીરૂભાઈ**—હા બાપા ખરો વાત છે.

**ધરમદાસ**—ત્યારે હાલ તે જગ્યા ઉપર આકટીંગ કોણ નીમાશે વારૂ ?

**ધીરૂભાઈ**—બીજા બે ત્રણ જાણ છે પણ હાલમાં હું બી. એ.

ની પરીક્ષામાં પાસ થયો એટલે તે લોકના કરતાં માહરો હક વ-તો છે ને ઉપરી અધીકારીઓની પણ મહારા ઉપર મેહેરબાની છે. માટે હાલ તે જગ્યા નો ચારજ મને મળે એમ સંભવ છે.

**ધરમદાસ**—ત્યારેતો સારૂં ( માહરે જરા દરશણ કરવા જવું છે તે જાઊછું )

**ધીરૂભાઈ**—હા પિતાજી જાઓ ( જાય છે )

કમલા પ્રવેશ કરે છે.

---

## પ્રવેશ ૨ જો.

**કમલા**—સ્વામીનાથ આજ માણકઠારીનો દિવશ છે માટે જો આજ્ઞા હોયતો હું દરશણ કરવા જાઊં.

**ધીરૂભાઈ**—જાઓ પણ પાછાં જલદી આવજો કારણ કે આજ જાહેર સભા મલવાની છે તેમાં માહરે જવુ છે ને તમારે પણ આવ્યા વગર ચાલે તેમ નથી.

**કમલા**—હુંતો હવડે આવીશ ( જાય છે ) ધીરૂભાઈ બગી જોડવા નો હુકમ કરે છે.

ચાકર બગીજોડી લાવે છે.

## પ્રવેશ ૩ જો.

### દોલતશાહ વીજલી અને પાછળથી મુરખીબાઇ.

### સ્થળ પેશળશાહનું ઘર.

**વીજળી**— ( દોલતશાહને )હું કે દહાડાની કલ્યા કરૂછું પણ હજુ તમે માહરા છંદ કરાવી આપતા નથી ?

**દોલતશાહ**—રાંડ તાહરેતો છંદ જોઇએછે પણ હાલ માહરી પાસે રૂપીયા નથી માટે હાલ બની શકે તેમ નથી

**વીજળી**—જુઓ પેલા હુંપદશાહના છોકરાએ એની વહુને કરાવ્યા કની તેની પાસે ક્યાં પઇશા હતા તેણે પોતાની માની તુળશી ચોરી લીધી ને તે વેચીને કરાવ્યા

**દોલતશાહ**—ત્યારે તાહરી મરજી હોય તો હું તે રીતે તને કરાવું

**વીજળી**—ગમે તેમ થાય એ છંદ વગરતો ચાલે તેમ નથી કારણ કે આપણી ન્યાતમાં હાલ લગનસરા નીકળી છે તેથી માહરી બધી બેહેન પણીયો છંદ પે

હેરીને નીકળશે ને હું તમારે પાલવે પડી નહી પેહેરૂં?

**દોલતશાહ**--(એ આટલી બધી કાલાવાલા કરે છે માટે લાવ ની એક જણસ ચોરી શું તો શું જાણાવાનુ છે.) શા માટે નહીં તાહરે માટે તો હું કહે તેમ કરૂં !

**વીજળી**—જાઓ ત્યારે તો તમારી બા હમણ. બહાર ગયાંછે એટલે કોઇ હશેનહી માટે પેટા ઉઘાડી કાઢી લાવો.

**દોલતશાહ**—(જાયછે ને પેટી ઉઘાડી તુલશી તથા બં ૭ જણશે ા તા. સાડી ચોરી લે છે ને નીચે આવે છે.

( મુરખીબાઈ પ્રવેશ કરે છે. )

**મુરખીબાઈ**—કેમ દોલતશાહ બગલમાં શું મારયું છે?

**દોલતશાહ**—કંઈ નહીં (બગલ ઊંચી કરવા જાય છે પણ માથે હાથ વાગવાથી ટોપી નીકલી પડે છે તેથી તુલશી વિ. જણશો ધબ લઇ નીચે પડે છે.

**મુરખીબાઈ**—(જાણુશો લઇ લઇને )અલ્યા એ જણસો કયાં લઇ જતો હતો ?

**દોલતશાહ**—અમારી નજરમાં આવે ત્યાં (મુરખીબાઇ પાસે જણસો ઝુંટાવા જાયછે.)

**મુરખીભાઈ**—( દોડતો દોડતી વીજળીની ઓરડી તરફ જાય છે ) અરે વીજલી તારૂ સત્યાનાશ જાયરે.

**વીજળી**—મારે શું છે.

**મુરખીબાઇ**—રાંડ આ બધા પાખંડ તાહરાંજછે કહી ચોટલો ઝાલી મારવા લે છે વીજળી બુમો પાડે છે તેથી લોક ભરાઇ જાય છે દોલતશાહ એની માને મારવા દોડે છે પણ લોક ઝાલે છે તેથી ઉભો ઉભો ગાળો દે છે.

( ધીરૂભાઇની બગી આવે છે )

**જમાલખાં**—(લોકને એકઠા થયલા જોઇ ) હે કયા ગડબડ હૈ.

**લોક**—એ તો દોલતશાહ એની માને મારે છે ?

**જમાલખાં**—કાયકુ.

**લોક**—એણે એની માની પેટીમાંથી ચોરી કરી છે ને ઉલટો મારવા જાય છે.

**ધીરૂભાઇ**—(સીપાઇની હકીકત સાંભળી) એ તીનોકુ અપની કોરટમાં પકડકે લાઓ.

**જમાલખાં**—અછા સાબ (ત્રણેને પકડી જાય છે)

## પ્રવેશ ૪ થો.

—✻—

### ધીરૂભાઇ-દોલતશાહ-વીજલી-મુરખીબાઈ
### (ફોજદારની કચેરી)

**ધીરૂભાઈ**— (દોલતશાહને) કેમ આ ચોરી કરી એ વાત ખરી?

**દોલતશાહ**—હા સાહેબ.

**ધીરૂભાઈ**—શાકરણથી તમારે એ કરવી પડી વારૂ?

**દોલતશાહ**—અમારી વહુએ અમને કહ્યું કે તમેતો કંઇ સારા નહીં કારણકે મને છંદ કરાવા આપતા નથી તેથી હું બીજી બેહેનપણીઓની સાથે જતાં શરમાઊંછું ને તમારે પાલવે પડી મેં કશું સુખ દીઠું નહીં.

**ધીરૂભાઇ**—તેથી તમે આ કામ કર્યું?

**દોલતશાહ**—હા સાબ.

**ધીરૂભાઈ**— (વીજલીને) કેમ આ કામ કરવા દોલતશાહને તમે કહેલું ખરૂં?

**વીજલી**—મેંતો કહેલું કે મને છંદ કરાવો ને જણશો ચોરવા નું કંઇ કહેલું નહીં.

**ધીરૂભાઈ**—છંદ કરાવવાનુ તમે શાથી કહેલું?

**વીજલી**—બીજી બેહેનપણીઓના ન્નેચલા તેથી.

**ધીરૂભાઈ**—એની પાસે હાલ કરાવવાની શકતી છે કે નહી તે વિચાર કરેલો ખરો?

**વીજલી**—ના સાહેબ.

**ધીરૂભાઈ**— (મનમાં આ માણશ ઉપર ચોરી કરવાનું તોહો મત સાબીત થાય છે પણ એ નાતના શેઠનો છો કરોછેને મૂર્ખછે માટે એને છોડ વોતો જોઇએ) જાઓએને બીજી કંઈ શીક્ષા કરતો નથી પણ છ માસ સુધી એ બન્ને જણને અમારે ત્યાં રેહેવા દેવા.

**ફોફળશાહ**— (પોતાની ઇજ્જત રહી તેથી) સારૂ સાહેબ ટમે તો ગડીબપડવડછો માટે માહડા છોકડાને સુધાડી સાડે રસ્ટે લગાડશોટો માહડા ઉપડ મોટો ઉપકાડ ઠશે.

**ધીરૂભાઇ**—ફોફળશાહ તમારે એ બાબતની કંઈ ફીકર રાખવી નહીં હું એને સુધારીશ દોલતશાહને ને વીજલીને

સારૂ માસ્તર રાખે છે ને ભણાવે છે જેથી તેઓ ઘણા સુખી થઇ ધીરૂભાઇનો ઉપકાર માને છે.)

**ધીરૂભાઈ**—( ન્યાતના બધા આદમીઓ ઇનસારૂ સાંભળવા આવેલા તે પ્રત્યે ) સાહેબો સાંભળો.

---

## ( ગરબી )

દુખો દુખોરે ખડાયતા લોક. જ્ઞાતિ દુખીયારી.

કુળ જોવું વિદ્યા નહીં જોવી. ઉમર મુકવો વિસારીરે.
તેથી જુઓની ઘરે ઘરમાં. થાય અનીતિ ભારી જ્ઞાતિ

કોઇક ઘરમાં સાસુવહુને. કોઇમાં નણંદ ભોજાઇરે.
કોઈમાં ધણી ધણીયાણી વચ્ચે ટંટા હમેશ થાય. જ્ઞાતિ

ટંટાના મુલ કારણ શું છે તે ઉપર ઘો ધ્યાનરે.
વિનવું છું ઇશ્વર કૃપાથી. અલ્પમતિ કરી બ્યાન. જ્ઞાતિ

પ્રથમ આપણી જ્ઞાતિમાં છે. ધારો કુળ જોવાનોરે.
વિદ્યા ઉમર કોરે મુકી. પાછળથી રોવાનો. જ્ઞાતિ

કુળની લાહે. મોટી કન્યાનાહના વરને દુછેરે.
મોટી કન્યા નીચ કુળની. ખુશ થઇને લેછે. જ્ઞાતિ

જેથી અત્યંત થાય. કજોડાં વ્યભીચાર પણ ભારીરે.
વળી અજ્ઞાન હોવાથી કરે. કુથલી ઘર ઘર નારી. જ્ઞાતિ

તે ઉપરથી હું ધારૂં કે. કંઇક સુધારો કરીશુરે.
તોતો સુખેદીન ગાળશું. નહીતો બીન મોતે મરીશું. જ્ઞાતિ

---

**પંચના**—ખરેખર સાહેબ હવે એ બાબતમાં સુધારો કર્યા વગર ચાલે તેમ નથી માટે હવે કેવી રીતે વર્તવું તેન માટે કંઈ રસ્તો અમને તમે બતાવો.

**ધીરૂભાઈ**—( જ્ઞાતિમિત્ર સામું જોઇને ) જ્ઞાતીમિત્ર તમારો એ બાબતમાં શું વીચાર છે તે બતાવોને તે પ્રમાણે અમે શી ખુશીથી કરવા કબુલ છિયે.

**જ્ઞાતીમિત્ર**—પ્રથમ આપણી નાતના લોક આટલી બધી ખત્તા ખાતાં પણ સુધારો કરતા નથી તેનુ કારણં

## મનહર છંદ



કુલીનતો નીજ સ્વાર્થ અનેહકે ઘોકોગણી.
લહે નહીં વાત ઊર સુધરવા કારણે.
હિણ કુળજન દ્રવ્યે ગરવી કુસંપી બની.
કાઢે નહીં વાત કશી. નીજ સુખ કારણે.
હીરો કહે ક્યાંથી સુધરે અને સુધારો થાય.
સ્વારથને ખેતમામાં ત્રીજી બદ સલાહ મળે.

**જ્ઞાતીમિત્ર**—તેથી કરીને માહરા વિચાર સુધારો કરવા બાબ
તેમાં નીચે મુજબ છે જે ધ્યાન દઇ શાંભળશો?

૧ ચહાયતો સામાન્યરીતે આપવા લેવાનો રીવાજ કરો! અગર
પ્રદેશની છુટ આપો!

પ્રદેશની છુટથી હાલ જેમ હીણ કુળના લોકને કન્યા આપીદઇ પસ્તાવું પડે છે તેમ આપણી પણ વલે થાય માટે "સામાન્ય રીતે આપવું લેવું" એજ ઉત્તમ છે, જેથી બંને પક્ષને સુખ થાય છે માટે તેજ રીવાજ કરવો જોઇએ.

૧ કન્યા આપવા લેવાનો ચાલ સામાન્યરીતે અરસ પરસ હોવો જોઇએ. તેના કારણ.

કારણ.

૧ ન્યાતનો જથો ટુંકો હોવાથી પુરતાવર તેમજ કન્યાઓ કુળવાનોમાં મળી શકતી નથી.
૨ કુળના તા. એકડાના બંધને લીધે મ્હોટા કન્યા લેવાથી છોકરો દુખપામે છે તેમજ નહાનો વર મળવાથી કન્યા પણ દુખી થાય છે.
૩ હિણ કુળની કન્યા લેવાથી પણ કંઇ શાસ્ત્રનું માન્ય રાખી શકાતું નથી.
૪ કુળવાનોને ગુણ તપાસાયા વગર કન્યા મળવાથી વિદ્યાના ઉ-તેજનમાં ઘટાડો થાય છે.
૫ કેટલાંક એકડામાનાં હિણ કુળનાં ગણાતા સારાંઘર નાં નિર્વંશ જાય છે.
૬ કુળનો ગર્વ જે સૌના દુ:ખનું મુળ છે તે વધતો અટકાવવા.
૭ પ્રદેશ જતાં અટકાવ કરવાને સારૂ સુધારો છે.
૮ વખત પ્રમાણે સુધારો કરી વર્તવું એ સૌની ફરજ છે.

## ટીકા.

પેહલા કારણમાં ન્યાતનો જથો ટુંકો હોવાથી કુળવાનોમાં વરતા. કન્યા પુરતી મળી શકતી નથી એમ કહ્યું તેનું કારણ એછેજે એકડા તો ફક્ત કનકાવતિ અને ચંદ્રપુર બેજ ગામમાં હવે બે ગામો મળી ઘરતો નંગ ૧૫૦ તે પૈકી કેટલાંક ઘરતો બાતલજ જેવાં કે ગાંધીનાં હવે બાકી નંગ ૧૦૦ રહ્યાં તેમાં કેટલાંક પિતરાઇના કેટલાંક મોસાળ ના. કેટલાકમાં છોકરી અને છોકરા નહીં બાકી થોડા રહ્યાં તેમાં દેવા ય નહીં ત્યારે કરવું શું? નીચુમાથુ ઘાલી દુઃખ ખમ્યાજ કરવું તેના કરતાં ઉપર મુજબ વર્તવું એજ ઊત્તમ છે.

બીજુ કારણ એછેજે કુળનો બંધ હોવાથી વર (હિણ કુળના મહોટા લેવાય નહીં તેથી) જેવા મળે તેવા કુળવાન નહાના લે છે જેથી બંને દુખી થાય છે તેનું કારણ કળિયુગનો વખત હોવાથી સ્ત્રિ પોતા ની ૧૩ વર્ષની ઉમરે યૌવન ધારણ કરે છે જે વખતે તેનો પતિ પુખ્ત ઉમરનો ન હોવાથી તે બદ કર્મ કરી પોતાના મા બાપને તેમજ સાસુ સસરાની આબરૂને હાનિ પહોચાડે છે તેથી તે હિણપત ભરેલું કામ બંધ કરવામાં પણ સામાન્ય રીતેઆપવા લેવાની જરૂર છે.

ત્રીજામાં એમ બતાવ્યું કે હિણ કુળની લેવાથી પણ શાસ્ત્રનું માન્ય રહેતું નથી તેનું કારણ શાસ્ત્રમાં કહ્યું છે.

---

---

**અરથ**—કુળવાન લોકે કુળવાનનીજ કન્યા રૂપ વગરની હોયતો પણ તેજ લેવી જોઇએ. રૂપ વાળી અને ગુણ વાળી પણ નીચ કુળની કન્યા લેવી ન જોઇએ. કારણ કે લ ગ્નતો બરોબરીયા માંજ દીપે.

**વળીબીજું**

---

---

**અરથ**—વિખમાંથી અમૃત મળેતો તે લેવુ અપવિત્ર જગ્યામાં થી સોનું મળેતો તે લેવું નીચ માણસ પાસેથી ઉત્ત મ વિદ્યા મળેતો તે લેવી સ્ત્રી રૂપી રત્ન નીચ કુળમાંથી પણ લેવુ.

આ સઘલી શાસ્ત્રની બાબતોમાં ફક્ત પોતાની મતલબની વાત "નીચ કન્યા લેવી" એજ પકડી તે ધોરણ ઉપર ચાલે છે પણ એ

શ્લોકની બીજી લીંટીઓ ઉપર કંઈ ધ્યાન આપતા નથી. કંન્યા ન મળવાથી જેમ નીચની લેવાની હરકત દુર થઇ તેજ મુજબ વર ન મળવાથી "અપવિત્ર જગ્યાના સોનાની માફક" તે પણ હરકત દુર થવી જોઇએ. કારણકે ઉપલા શ્લોકમાં બતાવ્યા મુજબ શાસ્ત્રમાં તો બરોબરીયામાંજ આપવીને બરોબરીયા નીજ લેવી એમ લખેછે પણ જેમ તેકંઇ બનાી શકતું નથી તેમ વર સંબંધી બાબતોમાં પણ સુધારો થવો જોઇએ.

કુળવાનોને વિ. જે ચોથી બાબતમાં બતાવ્યું છે તેના સંબંધમાં એટલુંજ લખવાનું કે કુળવાનોને વિદ્યા બાબતની તેમજ બીજી બાબતની હરકત ન નડવાથી તે લોકને ભણવાની તેમજ તેમનાં મા બાપોને ભણાવવાની ઓછીજ ગરજ રહે છે જેથી વિદ્યામાં ઘણો ઘટાડો રહેછે જેથી જ્ઞાત સમસ્તને ગેરફાયદો છે. કલમપ મીતો સ્વતઃસીધ છે કારણ કે તેમની લો ખંરા, ને.દો નહીં ત્યારે તેમનાં છોકરાં શીરીતે મંડાય? કલમ ૬ વિશે વધુ લખવુ જરૂર નથી.

કલમ ૭ની બાબતમાં કુળનો વાંધો કાઢી લોક પ્રદેશ જતારહે છે જેથી કેટલાક વર તેમજ કન્યાઓનો સામાન્યરીતે જોતાં ટોટો પડે છે પણ જો ઉપર મુજબ રીવાજ થાયતો તેમનું બહાનું પણ દુર થાય જેથી સૌ સુખી થાય.

## સાધારણ રીતે આપવા લેવાના ફાયદા.

ઊંચ નીચનો અંતર ન ગણતાં અપાતી હોયતો દરેક માણસને પોતાનાં છોકરાં તરફ ખાસ દરકાર થાય છે. કુળવાનના મનમાં એમ ધાસ્તી રહે કે છોકરો સારો નહીં નિવડેતો આપણે પણ રહી જઇશું જેથી તેઓ સુધરે વગર કુળવાનને આશા થાયકે આપણો છોકરો સારો નિવડશેતો સારા ઘરની કન્યા આપણને મલશે તેથી તે પણ સુધરે.

કુળનો અંતર ન હોવાથી તેની નજર ખાસ સારા થવા તરફ થાય છે જેથી વ્યાપાર રોજગારે પ્રદેશ જતાં તે ડરતો નથી (જે હાલ રહી જવાની ધાસ્તીને લીધે બનતુ નથી) ને તેથી તે સારો થાય.

કદાચ તમે એમ કહો કે શું બુનીયાદ ખોટી? તોતેના જવાબમાં હાલમાંતો પૈસોજ બુનીયાદ ગણાય છે એક બાપના બે દીકરામાં એક બુનીયાદને બીજો નહીં તે સાથી ફકત પૈશાથીજ?

વર (સામાન્યમાં) શું શુ ચીજની અવસ્ય જરૂર છે તે સાંભળો· ૧ કુલ ૨ ઉમરમોટી ૩ વિદ્યા ૪ રીતભાત ૫ મુરબી ૬ ધંધો ઊંચો ૭ ખાતોપીતો·

ટલી ચીજ જોવાની જરૂર છે તેમાં જો તમામ ગુણવાળો હો ય તો ઉત્તમ. કુળ ન હોય પણ બીજા બધા ગુણ હોય તો મધ્યમ બી જા બધા ગુણ ન હોય પણ ઉમર (બરાબર) ને વિદ્યા બેજ હોય તો કનિષ્ટ પણ બીજા બધા ગુણ હોય પણ ઉમર નહાની હોય તો તેતો નજ કરવા લાયક એટલે નેષ્ઠ છે. માટે એ વાતનો બંદોબસ્ત થશે તોજ સુખી થઇશું નહી તો છતે ભાણે ભુખે મરવાનું થશે.

## તેનું કારણ.

કુળીનમાંના કેટલાક વરન મળવાથી બીજે કન્યા દેશે તમને પુ છશે નહીં તો શું અટકાવ કરશો ?

હીણ કુલના ગણાતા કન્યા ન મળવાથી બીજે ભરાશે.

એનુ પરીણામ શું થશે આખર કંઇજ નહીં "રંડાયા પછી ડ હાપણ" જેમ રાંડેલી સ્ત્રી પોતાના ધણીની હાજરીમાં તેને સુખ નહી આપ્યું હોવાથી પસ્તાય છે તેમ આપણે પણ ભુખે મરવાનો વખ ત થશે ત્યારે નહી સુધરવાને માટે પસ્તાવું પડશે પણ બગડયા પ છી જેમ સુધરતુ નથી તેમ બાજી ગયા પછી હાથ લાગનાર નથી. ( ઇસ્પનીતિની પેટ અને અવયવની વાત વાંચો )

## ૨ પ્રદેશ જતાં અટકવાનું કારણ.

આપણા કેટલાક લોક ચંદ્રપુરવાળા કનકાવતીવાળાને તેમજ કન કાવતીવાળા ચદ્રપુરવાળાને કન્યા દેતાં કેટલીક વખત આચકો થાયછે તેનું કારણ માત્ર એટલું જ કે આપણા લોકમાં "ખાનાપીના ખેરસલા ને ધીંગાણા બોતેરા "સહી ધંધો થઇ પડયો છે. ધંધો મળે નહી પણ ટેસતો ટેટલોજ ઘરમાં તો ખાય પણ નહી પણ જો છોકરાની જાન કાઢવાની આવે તો તે એમ જાણે કે આ વખત મારી જેટલી સાય બી ન દેખાય એટલી ઓછી ભાડે માણસો તેડી લાવે જેથી પોતે ખ રાબ થાય એટલુંજ નહી પણ વેવાઇ ગરીબ હોકે પઇસાદાર હો તો તેને પણ તે વેઠ ઊંચકવી પડેછે "ભાડે માણસો કેવલ નકામાં લાવ વાથી શું આબરૂ વધે ખરી ?" એને માટે એવો બંદોબસ્ત થવો જો ઇએ કે વરવાળાએ કન્યાવાળાના ગામમાં પંદર દીવસ અગાઉ ઘર ભા ડે લઇ રહેવું અને ત્યાં રહી પોતાનામાં શકતી હોય તેટલાને બોલાવે. ચાર દહાડા પોતાને માથે વેઠવુ પડે તો પારકાને શું વીતે છે તે જા ણે એથી ન્યાતને પરદેશનો આચકો દુર થાયછે જેથી સુખનું અને ઘાડા સંબંધનુ મુલ જામે છે.

**પંચ લોક**—શાબાશ જ્ઞાતીમીત્ર એવાત અમારા મનમાં હતી હવે વિગતવાર સમજવાથી અમે નિશ્ચય કર્યો કે હવે થી એ તથા બીજા કેટલાક ના પસંદ ચાલ દુર કરવા જોઇએ માટે ઠરાવ કરીયે છીએ.

ઠરાવ.

૧ ફક્ત એકલું કુળ જોઈ કન્યા કોઇએ દેવી નહીં. કુળ હિણનો*ગણાતો વર ભણેલો હોવાથી કુળીન ગણાશે.

૨ જે એ કાયદો તોડશે તેને રૂા. ૧૦૦૦) દંડ.

૩ મદેશ છોકરો પરણાવનારને પદર દીવસ આગમચ તે ગામમાં ઘર લઈ રહેવું પડશે.

૪ જે ઘરનું બૈરું ફટાણા ગાય તે ઘર ધણીનો રૂા. ૧૧ દંડ.

એણી વિગને ઠરાવ કર્યા છે તે કોઇએ તોડવો નહીં.

**ફેરફળશાહ ઢીલાશાહ સહી.**

**ટેકચંદ મેરચંદ સહી.**

**ઢંડાદાસ આનંદીદાસ સહી.**

**ધરમદાસ નીતિદાસ સહી.**

**ઠાવકાદાસ ઢુંપદદાસ સહી.**

હવેતો રજા લઈશું. રા જાય છે.

ભાઇ રાંમ રાંમ રાંમ રાંમ રાંમ રાંમ.

( જયગાઓ. )

---

* આ સબ્દમાં દેશાઇઓ, ચોકશી, મડી, મેતા, વી. નો સમાસ થાય છે

——:o⊂o⊂o:——

સમાપ્ત.